# જોકર

નું

# સઘળા એક્કાનો સરદાર.

ભેદ ભરેલા અને છળ કપટથી ભરપુર
રહસ્યમયી વાર્તા.

અનુવાદક:—
એસ. એમ. જફર સાહેબ.

પુ. ૩ જું.

પ્રગટ કર્તા
કાગઝી મહમુદમીયાં એન્ડ એમ. બુકસેલર્સ
એન્ડ પબ્લીશર્સ.
ઠે૦ ટાવર રોડ, અલાયાની વાડી સામે-સુરત.



છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.
શ્રી "અનાવિલ બંધુ" પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ;
ભાજીવાળા પોળ-સુરત.



પૂજ્ય પિતાશ્રી

હુસેનમિયાં મોહીયુદ્દીન.

આપના ચરણોમાં આ પુસ્તક સર્વ માન સહિત અર્પણ.

આર્થિક તેમજ આત્મિક ભોગ આપી
પોતાના પુત્રોને ઉત્તેજન આપનારા
આપ જેવા ઉદાર પિતા
ખુદા સર્વને બક્ષે.
આમીન—

આપનો આજ્ઞાંકિત પુત્ર,

જફા.

# અનુક્રમણિકા.







# જોકર

ઉર્ફે

## સઘળા એકકાનો સરદાર.

## પ્રકરણ ૧ લું.

### ભયંકર પ્રોગ્રામ.




બઈ ફોર્ટમાં આવેલા પ્લેઝર પાર્ક નામક બંગલામાં લક્ષાધિપતી વિહારી ચંદ્રની મંડળી અત્યારે અગણિત માલદારો અને બે શુમાર પૈસાદારોથી ભરપુર માલમ પડી રહી હતી. દરેક ટેબલ ઉંચી ઉંચી જાતની શરાબોની બાટલીઓથી શોભિ રહ્યું હતું. દરેક ટેબલ વ્યવસ્થિત રીતે ગોઠવાએલું હતું તેમજ તેની આસપાસ પાંચ છ છ ગૃહસ્થો ઘણાજ આનંદ અને મોજથી શરાબના ગ્લાસો ઉડાવી રહ્યા હતા. "હીહી, હા,હા" ના અવાજોએ આખા પ્લેઝર

પાકને માથે ઉંચકી લીધો હતો. હરેક તરફ ખુશાલી અને જોઈએ તેવો આનંદ પ્રસરી રહ્યો હતો. કે અચાનક એક દેખાવડો બહાદુર બાંધાનો પુરૂષ ઘણુંજ દબદબા પૂર્ણ પગલે માથે રજવાડી ઘાટનો ફેંટો હાથમાં ચાબુક અને શરીરે ખાકી કોટ તથા સુરવાળ પહેરેલો સીટી વગાડતો દાખલ થયો.

આ દબદબા ભર્યા પુરૂષને જોઈ કેટલાક ગૃહસ્થો ખાસ માન આપવાને ઈરાદે ઉભા થઇ ગયા, અને કેટલાક જે અંજાણ હતા. આશ્ચર્યની નજરે તેની તરફ જોઇ રહ્યા હતા. કોઈની પણ પરવા કર્યા વગર તે આગળ વધ્યો અને મકાનના માલેક સાથે હસ્ત ધૂનન કરી ભારે અવાજમાં કહેવા લાગ્યો. "વિહારીચંદ્ર! તમે જે કંઇ કરી રહ્યા છો!! તે હું સારી રીતે જાણું છું"!!!

વિહારી—તમારી ઘણી રાહ જોઇ પણ..........કેમ અલ્યા મંગળ તું કેટલી વાર જઈ આવ્યો?

પુરૂષ—તમે મંગળને પણ મોકલ્યો હશે ને દંગળ ને પણ.......પણ તે પ્રકૃત જલસામાં ભાગ લેવા માટેજ. નહી કે સલાહ પૂછવા માટે?

વિહારી—પણ જ્યારે તમે મળ્યાજ નહી તો સલાહ કેવી રીતે પુછાય?

"રાજા સાહેબ મને જાણો છો?" તેણે ધમકી આપતા કહ્યું "મુન્સિફ અલીને બનાવવું સહેલું નથી. જો તમે

માણી. સુલાકુ પર આળવાનું પસંદજ કરવા હોત તો આજે આ મોજ શોખની મંડળી ન જામવા પામત. વારૂ હવે એટલું યાદ રાખજો, બલ્કે તમારા અંતરમાં કોતરી રાખજો કે આ મોજશોખના હકદાર તમે નથી. જેનો હક હશે તેનેજ આપવામાં આવશે."

રાજા—કેમ! હું હકદાર નથી? ભલે હું પણ જોઉં છું કે મારો હક મારાથી કોણ છીનવી શકે છે?

"જેનામાં તાકાત હશે તે." મુનિસહ આલીએ ગંભીરતાથી કહ્યું "અને તેજ હકદારને હક પણ અપાવશે અને નાહકને શ્રમ. અત્યારે હું જાઉં છું પણ એટલું લખી રાખો, કે થોડીજ પળો બાદ આ મોજ શોખ હંમેશ માટે નાશ પામી જશે"

"વારૂં જોઇ લેવાશે."

"જેમકે? આવો સાહેબજી."

એટલું કહી મુનિસહ ત્યાંથી બહાર નીકળ્યો અને સિધો પોતાના મકાને આવ્યો. જે ત્યાંથી થોડેક દૂર હતું મકાનમાં આવતાંજ તેણે નોકરને પુછયું. "લક્ષ્મણ કોઇ આવેલું છે?"

"ના સાહેબ."

"મહાદેવ કયાં છે? તેને બોલાવ!!" આટલું બોલી તેણે પોતાના કોટને ખીંટી પર ટાંગી દીધો અને બાજુના ટેબલપર રૂટો મુકી ગજવામાંથી સીગરેટ કાઢી તેને;

સળગાવતો આરામ ખુરસીપર આવી બેઠો, લક્ષમણુ મહા-
દેવને બૂમ પાડી તેના બૂટની દોરી ખોલવામાં ગુંથાયો.
મહાદેવે નમીને સલામ કરતા કહ્યું.

"કેમ સાહેબ. શો હુકમ છે?"

"તું ત્યાં ગયો હતો? તે મળ્યો?? કેમ છે???"

"હાજી, છે તો બિલકુલ આબેહુબ. પણ સ્હેજ
ખામી છે. અને તે પણ નાની સરખી."

"એટલે"

મહાદેવ—એટલે ભવાં જોઇએ તેટલાં છુટાં નથી.
તેતો જાણે થઇ શકે છે. પણ વચમાં હાલ નથી.

મુન્સિફ—(કાંઇ વિચારીને) ઓહ એ તો સાધારણ
વાત છે.

મહાદેવ—તો એને લઇ આવું કે?

મુન્સિફ—હા જલદી. રાત્રેજ તેની ખામી દુર કરી
દેવામાં આવશે. અને સ'વારે તે આપણો શેત્રંજનું એક
પાસું બનશે.

સીગરેટ ખલાસ થઇ ચુકી હતી, લક્ષમણે બુટ કાઢી
પગમાં સ્લીપર પહેરાવ્યાં. મુન્સિફ જેવોજ ખલાસ થએલી
સીગરેટ ફેંકવા જાય છે કે એકાએક તે સામેથી આવતી
એક પ્રતિષ્ઠિત વ્યક્તિ સાથે અથડાઈ અને બાજુમાં
જઇ પડી. આવનાર ગૃહસ્થને માફી માંગી મુન્સિફે આવ-
કાર સહીત બેસાડયો. તરતજ આવનારે કહ્યું.

"નવાબ સાહેબ તમે પણ ખુબ વાર જોવડાવી છેવટે કંટાળીને મારેજ આવવું પડયું."

મુન્સિફ—(પોકેટ બુક કાઢી) તેમાં જોઇ મેં તો તમને કાલમો દસ વાગ્યાનો ટાઈમ આપ્યો હતો.વાયદો ગુરૂવારનો છે!

ગૃહસ્થ—તો શું આજે ગુરૂવાર નથી?

મુન્સિફ—નહી, સરદાર સાહેબ આજે તો બુધવાર છે.

ગૃહસ્થ—માફ કરજો, હું સમજ્યો કે આજે ગુરૂવાર હશે

મુન્સિફ—વાહ તમે પણ કમાલ કરો છો અહીં તો મિનીટે મિનીટ વહેંચાઇ ચુકી છે. મગદુર શું કે એક પળ પણ ભુલી જવાય?

આવનાર શરમાઇને ફકત એટલુંજ કહી બહાર નીકળી ગયો કે "વારૂં ત્યારે કાલે વાત."

આ પુરૂષ શહેરનાં પ્રતિષ્ઠિત ગૃહસ્થોમાંથી હતો અને સરદાર અમરસીંહના નામે પ્રખ્યાત હતો. અમરસીંહના ગયા પછી મુન્સિફે ફરી એક સીગરેટ સળગાવી અને કોઈ ભયંકર કાવત્રું રચવાનો હોય તેમ દિવાનખંડમાં આમતેમ ફરવા લાગ્યો થોડીવારમાં મહાદેવે આવીને કહ્યું

"સાહેબ અમે તેને લઇ આવ્યા છીએ."

મુન્સિફ—વારૂં તેને નીચેના ઓરડામાં મૂકો.

નિચેના ઓરડામાં એક મનુષ્ય હાથ પગ બંધાયલો પડેલો હતો જેણે એકવાર આંખો ખોલી પાછી બંધ કરી

લીધી. પૂનઃ બીજી વાર આંખો ફાડી ચારે તરફ આશ્ચર્યથી જોઈ બબડયો.

"સ્વપ્નું નથી. હું જાગું છું. મને અહીં કોણ લાવ્યું ? આ કોનું મકાન છે? મને શા માટે અહીં લાવવામાં આવ્યો? મારી પાસે શું છે? હું તો ગરીબ માણસ છું."

હજુ આ માણસ બબડીજ રહ્યો હતો કે બારણું ઉઘડયું અને એક દેખાવડા શરીરના પુરૂષે આવી તેના બંધન છોડયાં અને કહ્યું.

મુન્સિફ—રાજા સાહેબ ઉઠો અને પોતાના સારા નસિબ પર ખુશ થાઓ.

અજાણ્યો—સાહેબ મને ખાત્રીજ હતી કે તમે ભૂલ કરો છો હું રાજા નથી, મહીને દસ રૂપીઆ પગાર મળે છે હું તો એક ગરીબ માણસ છું.

મુન્સિફ—( સ્મિત કરતા ) હાં ઠીક છે. અત્યારથી કલાક પૂર્વે તમે તેજ હતા પણ હવે તમારી કીસ્મત પાસું ફેરવ્યું છે. અને હવે તમે એક રાજા થઇ ગયા છો.

અજાણ્યો—મારી સમજમાં નથી આવતી કે આ વાત શું છે ?

મુન્સિફ—બનવા જોગ છે. કારણ અમારી દરેક વાત એવીજ હોય છે, કે જેને સારા સારા ફીલોસોફરો પણ નથી સમજી શકતા. ચાલો ઉઠો, ફકત બેજ વાત યાદ કરવાની છે. અને તે પણ સાધારણ જેવી, સાંભળો.

અજાણ્યો—તો શું ખરેખર તમે તારણહાર છો ?

મુન્સિફ—અલબત, ફક્ત તારણહારજ નહી. બલ્કે મગરૂર અને ઘમંડીઓ માટે સીતમગાર અને ત્રાસદાયક પણ છું. અગર તમે મારી હરેક વાતને બરાબર માન્ય રાખશો અને મારા હરેક ઇશારા તરફ બરાબર વર્તણુંક બતાવશો તો ટુંક સમયમાં તમે એક અખુટ દોલતના માલેક બનશો. અને એક રાજા માફક જીવન ગુજારશો.

પુરૂષ—ભલે હું આપની હરેક વાત માનવા તૈયાર છું.

મુન્સિફ—ત્યારે જુઓ, તમારા ભવાંમાં અસ્ત્રાથી સ્હેજ અંતર કરી તેમાં એક નાનો સરખો હાઘ કરવામાં આવશે. જે નસ્તરના એક નાના સરખા ચિરાટાથી બની જશે.

પુરૂષ—( ગભરાઇને ) તે કેવી રીતે થઇ શકશે ?

મુન્સિફ—એવી કઇ ચીજ છે, કે જે થઇ શકતી નથી ? જુઓ એકજ મીનીટમાં કરાવી નાખું છું.

એટલું કહી તેણે મહાદેવને બૂમ પાડી. તરતજ તે અસ્ત્રો, પ્યાલું, પાણી, અને રૂ, લઇ હાજર થયો. તેની પાછળ ડૉકટર પણ સીટી વગાડતો દાખલ થયો.

મુન્સિફ—ડૉકટર સાહેબ જુઓ આના બન્ને ભવાં એક બીજાથી સ્હેજ છુટા કરો અને તેઓની વચ્ચે નસ્તરથી એક એવો નિશાન કરો કે જેનો આકાર બરાબર રમવાના હકા જેવો થાય.

ટુંકમાં ડૉકટરે તરતજ હુકમ પ્રમાણે નશ્તરનું કામ કરી નાખ્યું, જે થઇ ગયા બાદ મુન્સિફ બોલ્યો.

"ડૅાકટર સાહેબ તમે ત્યાં પહોંચી ગયા હતા કે?

ડૅાકટર—નાજી જવાની તૈયારીમાંજ હતો કે મહાદેવ બોલાવવા માટે આવ્યો જેથી બારોબાર અહીંજ આવ્યો.

નવાબ—વારૂં યાદ રાખજો. તમારે મારા આવ્યા પહેલાંજ ત્યાં પહોંચી જવાનું છે.

ડૅાકટર—હું હમણાંજ પહોંચી જાઉં છું.

નવાબ—નહીં, સવાર પૂર્વે જજો હમણાં કેટલા વાગ્યા છે.

ડૅાકટર—( ઘડીઆળ જોઇ ) બારમાં સાત કમ છે.

નવાબ—ત્રણ કલાક આરામ કરો. બરાબર સાડા ત્રણ વાગે રાજા વિહારી ચંદ્રના "પ્લેઝર પાર્ક પર"........

ડૅાકટર રજા લઇ મોટરમાં જઇ બેઠા. કેટલીક મિનીટો બાદ એક બીજી મોટર નવાબ સાહેબના બારણા આગળ આવી ઉભી. ડ્રાઈવરે ખબર આપવા માટે હોર્ન માર્યો ( ભુંગળું વગાડયું ) નવાબે જલ્દી જલ્દી કપડાં પહેર્યાં, ટેબલનાં ખાનામાંથી એક પત્ર કાઢી ગજવામાં મુકયો અને હાથમાં ચાબુક લઇ મોટરમાં જઈ બેઠા.

મોટર પ્રીન્સેસ ડૉક વટાવી કોલાબાની પશ્ચિમ બાજુએ આવેલા દરીઆ કીનારા પાસે આવી ઉભી. નવાબ સાહેબ મોટરમાંથી ઉતરી દક્ષીણ તરફ આશરે સોએક કદમ દૂર

એક બાસ્ટી પાસે આવી ઉભા. દરીઆ પર અંધકાર વધારે હોવાના કારણે દૂરની ચીજો બરાબર દેખાતી ન હતી. નવાબ સાહેબ બબડયા "ઉત્તર તરફથી નવમી બાસ્ટી લખ્યું હતું........કદાચ જગા મળી ન હશે? આગળની બાસ્ટી પર હશે."

એટલું કહી નવાબ આગળ વધ્યા આગળની બેન્ચ પર એક સુંદરી શાંત બેઠેલી જણાઇ. તેમજ બાજુમાં એક આધેડ વયની સ્ત્રી ઉભેલી જણાઈ જે પોષાક પરથી તેની દાસી હોવાનું ખ્યાલ કરાવતી. પાસે પહોંચતાજ નવાબ બોલી ઉઠયા.

"વાહ હું બરાબર ટાઇમસરજ આવી પહોંચ્યો ?"

સુંદરી—હા, પણ રાજા સાહેબ કયાં ?

નવાબ—રાજા સાહેબ તો અહીં આવવા સારૂ મને લેવા આવ્યા હતા. પણ કંઇ તબીયત ઠીક ન લાગવાથી મને એકલાનેજ મોકલ્યો અને તમને પણ ત્યાંજ બોલાવ્યો છે.

સુંદરી "શું તબીયત બગડી ?" એટલું કહી ઉભી થઇ. નવાબ સાહેબ તેને અને તેની દાસીને પોતાની મોટરમાં લઇ મકાને આવી પહોંચ્યા. નકલી રાજાના ભવાં વચ્ચેનો જખમ મંદ પડી ચુકયો હતો અને અત્યારે તે રાજા સાહેબ વિહારીચંદ્રનો પોષાક પહેરી આરામ ખુરશીમાં પગો લાંબા કરી બેઠો હતો. સુંદરીએ ઘરમાં દાખલ થતાંજ કહ્યું.

"કેમ રાજા સાહેબ શું થયું ?" એમ કહી તે

બિલકુલ સાદાઇથી બાજુમાની આરામ ખુરશી ખેંચી સાથે અડાડી બેસી ગઇ અને નાડી તપાસવા લાગી.

બિચારો નકલી રાજા જો અસલ રાજા હોત તો તો સંભવિત હતું કે તેને કંઈ પણ અચંબો ન થાત. પણ ચણા વેચવાવાળા કાળીદાસને પોતા સાથે એક મહારાણી જેવી દેખાતી અતી ખુબસુરત સુંદરીને પ્રેમ અને મહોબતની વાતો કરતાં જોઇ જે કંઇ આશ્ચર્ય ઉપજ્યો તે એ હતો કે જો તેને મુન્સિફ અને મહાદેવે બરાબર ન શિખવ્યો હોત તો તે અત્યારે ગભરાઇને ચીસ પાડી ઉઠત.

જો કે તેનું હૃદય જોબથી ધમકારા મારી રહ્યું હતું છતાં હીંમત ન હાર્યો અને ઠંડે પેટે જવાબ વાળતા કહ્યું.

કાળિદાસ—કંઇ નહી એકાએક કંઇ તાવ જેવું માલમ પડ્યું, હા પણ પદમણી! તેજસીંહ અત્યારે કયાં છે?

પદ્મણી—મને ફકત એટલીજ ખબર છે કે તેઓ અહીં આવેલા છે.

કાલીદાસ—તો શું તે હજુ મુંબઇમાંજ છે કે?

પદ્મમણી—મારૂં ધારવું એવુંજ છે. કેમ તમને તેઓથી શું કામ પડ્યું?

કાળીદાસ—કામ શું હોય? ખાલી પુછ્યું હતું.

પદ્મણી—અશોક ભુવનમાં ઉતર્યા હતા. પ્રભુ જાણે અત્યારે પણ ત્યાંજ છે. કે કેમ....

કાળીદાસ—આ તમે કેવી રીતે જાણી શકયા?

પદ્મણી—તેમનો બગલો નોકર મારી પાસે આવ્યો હતો.

કાળીદાસ—શું તમને બોલાવવા ?

પદ્મણી—મને શું બોલાવે ? ખાલી આગમનનીજ ખબર મોકલી હતી. અલબત હું તેમને બોલાવતે તો કદાચ મને તેઓ મળવા આવતે.

આટલી વાતો બાદ બેચાર આમતેમની વધુ વાતો કરી પદ્મમણી રજા લઇ ઉઠી. મુન્સિફ અલીનો મોટર ડ્રાઇવર તેને ઘેર છોડવા ગયો.

પદ્મણીના જતાંજ નવાબે નકવી રાજા પ્રત્યે કહ્યું “ છેવટે તેજસીંહનું અશોક ભૂવનમાં હોવું સાબીત થયું ખરૂં ?

× × × ×

ત્રણ વાગે મહાદેવ આવી ઉભો. નવાબ બોલ્યો. “ કેમ સઘળું તૈયાર છે કે ” ?

મહાદેવ—હા સરકાર, ચાર મજબુત માણસ, ગુણ, સુતળી અને એક ચપ્પુ, બીજું કંઇ ?

નવાબ—બસ. બીજું કંઇ નહી. ડૉકટર સાહેબ નથી આવ્યા ?

મહાદેવ—નાજી, અત્યાર સુધી તો નથી આવ્યા.

નવાબ—( ઘડીઆળમાં જોઇ ) પાંચ મિનીટ બાકી છે.

પાંચ મિનીટ પસાર થતાંજ મુન્સિફના બારણા આગળ એક મોટર આવી ઉભી, જેમાંથી ડાકટર સાહેબ ઉતર્યા. ઉપર આવતાજ તેઓ મુન્સિફ પ્રત્યે બોલ્યા.

"બોલો સાહેબ, કોઇ જાણવા જોગ સમાચાર છે?

મુન્સિફ—નહી. ફકત એટલુંજ કે રાજા વિહારીચંદ્ર જ્યારે દરીયા કીનારેથી પાછા ફર્યા ત્યારે કંઇક ફીકરમંદ દેખાતા હતા.

ડૉકટર—ઓહ બનવા જોગ છે. (ઘડીઆળ જોઇ) ચાલો વખત થવા આવ્યો છે.

સઘળા ઉઠયા અને મોટરમાં બેસી રાજા વિહારીચંદ્રના પ્લેઝર પાર્ક પર આવી પહોંચ્યા બધે ઘોર શાંતી પ્રસરી રહી હતી ફાટક પાસેનું નાનું બારણું ઉઘાડું હતું. પહેરે-ગીર ઉંઘી રહ્યો હતો. એક એક કરતા સઘળા ધીમે પગલે અંદર પેઠા. નવાબ સાહેબ, ડૉકટર અને બળદેવને સાથે લઇ તેજ માળ પર પહોંચ્યા કે જ્યાં અત્યારથી ચાર પાંચ કલાક પૂર્વે મોજ શોખની એક ભારે મંડળી જામી રહી હતી. બાકીના ચાર માણસો નીચેજ થોભ્યા. રાજા વિહારીચંદ્ર પોતાના પલંગ પર સુતેલા હતા. શયનગૃહનાં ટેબલની બત્તી મંદ પ્રકાશ આપી રહી હતી. ઓરડાની દરેક ચિજો સ્પષ્ટ દેખાઇ રહી હતી પલંગની જમણી બાજુએ એક બીજી નાની ટેબલ ગોઠવેલી હતી. જે પર એક પત્ર પડેલો નવા-બની નજરે પડયો. નવાબ સમજી ગયો. જલ્દીથી પત્ર ઉચકી ગજવામાં સેરવી દીધો અને ડૉકટરને કહ્યું.

"અત્યાર સુધી તો કોઇ વાત નહી નથી. તમારૂં કામ જલ્દી કરો."

આ વાકય સાંભળતાજ ડોકટરે પોતાના હાફકોટમાંથી એક નાની શીશી કાઢી રાજા સાહેબના નાક સાથે અડકાવી દીધી. કલોરૅાફૅાર્મની અસર મગજમાં પહોંચતાજ રાજા સાહેબ બેભાન થઇ ગયા નવાબ સાહેબના એકજ ઇશારા પર ચારે માણસ ગુણ, સુતળી, ચપ્પુ વિગેરે લઇ ઉપર આવી પહોંચ્યા. રાજા સાહેબને કોથળીમાં સીવી નીચે ઉતારવામાં આવ્યો. પણ એકી સાથે સાત માણસને સીડી ઉતરતા તેઓના પગના અવાજથી ઓટલા પરનો ચોકીદાર જાગી ગયો. ભય સમજી ઓટલા પર આમ તેમ ફરવા લાગ્યો. કેટલીક પળો સઘળા થોભી ગયા. પણ ડોકટરને ફીકર થવા લાગી કે "રખેને ૧૦-૧૫ મિનીટ થઇ જતા કલોરૅાફૅાર્મની અસર જતી રહે" નવાબ સાહેબ પણ ડોકટરની મનની વાત કળી ગયા. એક માણસને મારી નાખવું કંઇ મુશ્કેલ ન હતું પણ પિસ્તોલના અવાજથી બીજા ચોકીદારોનો જાગી જવાનો ભય હતો. છેવટે આ ફેસલો કરવામાં આવ્યો કે " તેને પણ કલોરૅાફૅાર્મ સુંઘાડવામાં આવે." અને તેવીજ રીતે કરવામાં આવ્યું.

સઘળા ધીમે પગલે બારણા બહાર આવી મોટર પર સવાર થઇ ચાલતા થયા.



# પ્રકરણ ૨ જું.

## "પત્રનું રહસ્ય."



અહીં જ્યારે પદ્મણી મોટરમાંથી ઉતરી બંગલામાં આવી તો તેની વફાદાર દાસી રંભા તેની વાટ જોતી બારણા પર ઉભી હતી. રાણીએ પાસે આવતાંજ પુછ્યું.

"કેમ રંભા? મારીજ વાટ જોઈ રહી છે કે શું??"

રંભા—(અધીરાઈથી) "હાય હાય બા! આજે ક્યાં નીકળી ગયાં હતાં?

પદ્મણી—કેમ! આજે આ તું શું પુછી રહી છે? તને ખબર નથી કે હું હંમેશ ક્યાં જાઉં છું? રાજા સાહેબે બોલાવી હતી ત્યાં ગઈ હતી.

રંભા—હા પણ આશરે બે વાગે રાજા સાહેબ પોતેજ અહીં આવી ગયા. આજે તમે ક્યાંક બીજે ફરવા ગયા હતા કે?

પદ્મણી—આ તુ શું બોલી રહી છે? હું તો કોલાબાના દરીયા કીનારા સિવાય બીજે ક્યાંજ ગઈ નથી રાજા સાહેબની તબીયત ઠીક ન હોવાના કારણે બાર વાગ્યા પછી નવાબ સાહેબ ત્યાં આવી. મને પોતાને ઘેર લઈ ગયા. જ્યાં મેં રાજા સાહેબ સાથે લગભગ દોઢ કલાક સુધી વાતો કીધી (ઘડીઆળ જોઈ) બે તો હજુ હમણાંજ વાગ્યા છે. તું કેમ વ્યાકુળ દેખાય છે?

રંભા—વ્યાકુળતાની તો વાતજ છે. હમણાજ કંઈ વિસ કે પચ્ચીસ મિનિટ થઈ ન હશે. કે. રાજા સાહેબ અહીંથી ગયા.

પદ્મણી—તને સખત ધોકો થયો છે. હજુ મને પૂરી દશ મિનીટ પણ થઈ ન હશે કે હું તેમની સાથે વાતો કરી પાછી ફરી રહી છું.

રંભા—રાણી સાહેબ. મને ધોકો નથી થયો. તેઓ બરાબર રાજા વિહારીચંદ્રજ હતા. તેઓ ગભરાએલી સ્થિતિમાં આવ્યા હતા. મેં તેમને પાન બનાવી આપ્યો. દસ મિનીટ સુધી તેઓશ્રી મારી સાથે આજ વિષે વાતો કરતા રહ્યા કે "રાણી સાહેબને હું છેક કોલાબાથી 'ચર્ચગેટ' સુધી જોઈ આવ્યો. પણ ક્યાંએ તેમનો પત્તો મળ્યો નહી."

પદ્મણી—(કંટાળાને) તેં સ્પપ્નું જોયું હશે. ચાલ અંદર ચાલ. જરા હોંસ સંભાળા સવિસ્તર મને કહે, કે શું થયું ?

પદ્મણી પોતાના ઓરડામાં આવી પહેરેલી કીંમતી સાડી ઉતારી પગમાંથી જોડા કાઢયા અને એક શાલ શુંઢણો પર નાખી પલંગ પર બેસતા બોલી. "રંભા આ કયારની વાત છે?

રંભા—(સાડાને કબાટમાં મૂકી રાણીના પગ નીચે પાયદાન મૂકતા) રાણી સાહેબ કહ્યું તો ખરૂં કે કોઇ ૨૦, ૨૫, મિનીટ થઇ હશે, ને વધુમાં વધુ અધો કલાક.

પદ્માણી—ધ્યાન કર, તેમના ચ્હેરા વિગેરેનો કદાચ વાત કરવાની ઢબ પરથી કંઈક વહેમ પડ્યું હોય! સોચ અને જવાબ આપ.

રંભા—(કંટાળી) બસ હવે મારે કંઇ સોચવાનું રહ્યું નથી. આપ માનો કે ન માનો પણ હું તો એજ કહીશ કે તે રાજા વિહારીચંદ્રજ હતા.

આ આશ્ચર્યજનક બનાવથી સઘળાની અજાયબીનો પાર ન હતો. જે દાસી સાથે ગઇ હતી તે પણ ચક્કરમાં હતી કે "ત્યારે નવાબ સાહેબના ઘરમાં તે કયા રાજા હતા!" થોડી વાર પછી પદ્માણીએ કોઈ વિચારથી ચમકીને કહ્યુ "રંભા તુ તેજસિંહને જાણે છે?"

"ઘણી સારી રીતે."

હુ ધારૂં છું કે રાજા સાહેબના વેષમાં તેજ આવ્યો હશે. રાજા સાહેબ પણ મને તેનું પુછી રહ્યા હતા."

"કોણ? રાજા સાહેબ પુછતા હતા!"

"હા........કદાચ તેઓને પણ કોઇ ઠેકાણેથી ખબર પડી હશે કે તેજસિંહ મારી પછળ હાથ ધોઇને પડેલો છે અદેખાઇ બુરી ચીજ છે."

રંભા—પણ રાણી સાહેબ તેજસિંહ તો ઉંચા માણસ છે કયાં તેજસિંહ ને કયા રાજા સાહેબ? એક મનુષ્ય વેષ બદલી શકે, ચ્હેરો બદલી શકે વાતચીતની ઢબ શુદ્ધાં બદલી શકે પણ કદ કેવી રીતે નાનું કરી શકે?

પદ્મણી—ત્યારે તે હતું કોણ?

રંભા—આપની આંખોમાં તે કોઇ હતું પણ મારી નજરોમાં તો તે રાજા વિહારી ચંદ્રજ હતા.

આ વખતે પદ્મણી પલંગ પર સુઇ ચુકી હતી. આ આશ્ચર્યભરી બનાવે ત્રણેની ઉંઘ ઉડાડી મૂકી હતી, એકાએક બારણા પાસે પહેરાવાળો કોઇને રોકી રહ્યો હોય તેમ ગરબડ સંભળાઇ પદ્મણીએ દાસીને મોકલી આવનારને અંદર આવવાની રજા આપવા કહ્યું. તે વિહારી ચંદ્રનો નોકર મંગળ હતો મંગળ સાથે પદ્મમણીને કંઇ પડદો ન હતો જેથી તે પોતેજ સીધો અંદર ચાલ્યો આવ્યો અને કહ્યું.

"રાજા સાહેબ અહીં આવ્યા છે કે ?"

પદ્મણી--(દીંગ થતા) હેં? આજે આ હું શું સાંભળી રહી છું ?? શું હજુ રાજા સાહેબ બંગલે પણ આવ્યા નથી ???

મંગળ—સરકાર તેઓ બે વાગ્યાને સુમારે આવેલા તો ખરા, પણ ચ્હેરા પર ઉદાસી હતી ડ્રેસ બોય (કપડા પહેરાવનાર નોકર) સાથે વાતો કરી સુઇ........

પદ્મણી—(વાત કાપીને) મારા વિષેની કેટલીક વાતો હતી ?

મંગળ—તેઓને એ અફસોસ હતો કે તમે તેમને મળ્યા નહી.

આટલું સાંભળતાંજ પદ્મણીના હોશ ઉડી ગયાં તેના

શરીરમાં એક જાતની કંપારી છુટવા લાગી. ભયથી કપાળ પર પરસેવાના બિંદુઓ ફુટી નીકળ્યા. વધારામાં રંભા બોલી.

"હું નહોતી કહેતી કે તે રાજા વિહારી ચંદ્રજ હતા?

મંગળ પોતાના માલેકને શોધવાજ આવ્યો હતો. તે આ સાંભળતાજ બોલી ઉઠયો.

"કયારે આવ્યા હતા?"

રંભા—તેજ બે વાગ્યાને શુમારે.

પદ્માણીનું હ્રદય જોરથી ધબકારા મારી રહ્યું હતું. તેના શરીના રૂવેં રૂવાં થર થરી રહ્યાં હતાં ચ્હેરાની સુંદરતા નાશવંત થઈ ભય દર્શાવી રહી હતી તે કંઈ બોલવાની કોશેષ કરી રહી હતી. પણ વ્યર્થ હોંઠ સુકાઇ ચુકયા હતાં. છેવટે જ્યારે મંગળે કહ્યું કે "હું જાઉં છું" તો મહા મહેનતે તેને હાથને ઇશારે રોકતા બોલી.

"મંગળ....જયારથી હું આવી છું, ત્યારથી એવાંજ રોમાંચક કીસ્સાઓ સાંભળી રહી છું, રંભા! ખુરશી આપ! વારૂં એ તો બતાવ કે તેઓ બંગલા પર કયારે પાછા ફર્યા હતા.

"આશરે બે વાગતે"

"કયાંથી આવ્યા હતા!"

"હેડ બૉય કહેતો હતો કે તેઓ પહેલાં કોલાબા ગયા અને ત્યાંથી ચર્ચગેટ સુધીનો ચક્કર લગાવી તમારે બંગલે આવ્યા હતા. અને પછી પોતાને બંગલે............

પદ્મણી—(આશ્ચર્યથી) ત્યારે રાત્રે પછી તેઓ નવાબ

સાહેબને ત્યાં ગયાજ નથી કે શું ?"

મંગળ—નહીજી નવાબ સાહેબે તો રાત્રે જલસામાં પણ ભાગ ન લીધો. બસ ખાલી આવ્યા અને નારાજ થઇ પાછા ચાલ્યા ગયા. તેઓ પાસે શા માટે જાય ? તમે ગયા હતા કે ?

પદ્મણી—(વધારે અચંબામાં) હવે હું શું સમજાવી શકું ? મને નવાબ સાહેબ પોતે આવીને પોતાને મકાને લઇ ગયા જ્યાં રાજા સાહેબ સાથે હું દોઢ કલાકથી કંઇક વધારેજ વાતો કરતી રહી.

"હા" મંગળે કંઇક યાદ આવતાં કહ્યું.

"હા હું એતો કહેવાનું ભૂલીજ ગયો કે દરીયા કીનારા પરના એક બાંકડા પાસેથી તેમને એક કાગળ પણ મળ્યો હતો જે વાંચતાજ તેમના ચહેરા પર ગુસ્સાના ચિન્હો પ્રગટી નીકળ્યા હતા.

પદ્મણી—(બેચેનીથી) તો હવે તે કયારના બંગલા પરથી ગૂમ છે ?

મંગળ—બોગજોગે હું આજે નાટક જોવા ચાલ્યો ગયો હતો જ્યાંથી ખેલ મોડો ખલાસ થવના કારણે સાડા ત્રણ વાગતાના શુમારે પાછો વળ્યો. જતી વખતે મોટા દરવાજાના પહેરાવાળાને કહી ગયો હતો કે "નાનો દરવાજો ખુલ્લો રાખજે." જેથી મારા આવ્યા સુધી તે બારણું ખુલ્લુંજ હતું. અંદર જઇ જોઉં છું તો એક પહેરાવાળો ખાંસી રહ્યો

હતો. તબીયત ખરાબ હશે ધારી તેને પુછ્યું તો માલમ પડ્યું કે કોઇ બે માણસોએ તેના પર પાછળથી હુમલો કરી બંને હાથ મજબુત પકડી એક માણસે નાક પાસે હાથ લાવી કોઇ ચીજ સુંઘાડી ત્યારબાદ શું બન્યું તે તેને ખબર ન પડી. મેં પુછ્યું "તમે આ વાત કોઇને જણાવી છે ?" જેના જવાબમાં તેણે કહ્યું કે "મને હમણાંજ ભાન આવ્યાં છે."

"આ વાત સાંભળી હું" મંગળે આગળ જણાવ્યું "રાજા સાહેબના શયનગૃહમાં ગયો. જ્યાં મારી ભારે અજાયબી વચ્ચે જણાયું કે 'સાહેબ નથી' તરતજ એક પછી એક સઘળા નોકરોને જગાડી મેં પુછ્યું પણ સઘળાએ એજ જવાબ આપ્યો. છેવટે છગને મને આપને ત્યાં જોવા મોકલ્યો કે કદાચ તબીયત ગભરાવવાથી તમારે ત્યાં આવ્યા હશે."

બસ હવે પદ્માણી વધારે સાંખી શકી નહી. આ વાત સાંભળી તે વધારે મુંઝવાઈ ગઇ અને બન્ને હાથો વડે માથું પકડી બિછાના પર પટકાઇ પડી. મંગળ પણ કંઇ બોલ્યા ચાલ્યા વગર વ્યાકુળ કદમે ત્યાંથી રવાના થયો.

અર્ધા એક કલાક પછી કંઇ યાદ આવતા પદ્મણી ફરી ઉઠી બેઠી અને રંભા પ્રત્યે કહેવા લાગી.

"ખરેખર આ એક અજબ ભેદ છે- આ રહસ્ય ઉકેલતાં મારૂં માથું ચકરાઇ જાય છે. શું નવાબના મકાનમાં તે રાજા સાહેબ નજ હતા ? તો એ હતું કોણ ? નહી નહી

આજે લગભગ વર્ષ થવા આવ્યો કે મને રાજા સાહેબ સાથે પરીચય છે કોઇ બીજું હોત તો જરૂર તેને હું ઓળખી શકત (બીજી દાસી પ્રત્યે) કમળા તને કંઇ વહેમ છે.

"મને શું વહેમ હોય? ને કદાચ હોય તો—એ તે કહેવા જેવો નથી."

"કેમ નહીં? હું તને રજા આપું છું?"

કમળા—(બીતીબીતી) માફ કરજો મને તો નવાબ સાહેબ પર શક છે.

પદ્મણી—(શાંત રીતે) એતો મંગળના કહેવાથી ઉપજ્યો હોય! પહેલાથી કોને ખબર હતી કે બંને વચ્ચે નારાજી ફેલાઈ છે? કેમ રંભા?

રંભા—હાસ્તો પહેલાંથી ખબર હોત તો તમે નવાબ સાહેબ સાથે જતેજ કેમ?

"પણ" કમળા વાત કાપી બોલી "મને તો પહેલાથીજ શક પડયો હતો. હું તો કોલાબાના દરીઆ કિનારેથીજ નવાબ સાહેબ પર વહેમાઇ હતી કારણ કે જ્યારે તેઓ આપણી પાસે આવ્યા હતા ત્યારે બારીકીથી આમતેમ કંઇ જોઇ રહ્યા હતા. અને બીજું..............

પદ્મણી—(વાત કાપી) તો તેજ વખતે તેં મને કેમ ન કહ્યું?

"હું કેવી રીતે કહી શકું?"

"વારૂં પછી બીજું શું?"

બીજું એ કે જતી વખતે નવાબ સાહેબે એક કાગળ

તે બારી આગળ ફેંક્યો હતો. હું સમજી કે કોઈ નકામો કાગળ હશે જે મજવામાં હાથ લાગવાથી નાખી દીધો હશે.

પદ્મણી—આ તેજ કાગળ હોવો જોઇએ જેની વાત અત્યારે મંગળ કરી ગયો. કેમ રંભા?

રંભા—હાસ્તો. નહી તો બીજો એવો કયો કાગળ હશે? કે જે અધીર્ રાત્રે રાજા સાહેબના હાથમાં હોય?

પદ્મણી—હું ધારૂં છું કે તેજ કાગળથી સઘળી બીના ખુલ્લી પડી જશે.

રંભા—પણ તે કાગળ તો રાજા સાહેબ પાસે હશે?

પદ્મણી—તેમની પાસે હશે તો શું થયું. છગને વાંચ્યો હશે ને?

રંભા—હા ઠીક છે સવારે તેને પુછતા કંઇને કંઇ હકીકત જરૂર માલુમ પડી જશે.

પદ્મણી—સવાર સુધી કોણ થોભે? અત્યારેજ તેને અહીં બોલાવો તે બીચારો પણ ગભરાટમાં જાગીજ રહ્યા હશે. મગનને મોકલ તે બોલાવી લાવશે.

મગન તરતજ દોડી જઇ છગનને બોલાવી લાવ્યો પદ્મણીએ તેને જોતાંજ લાજ કાઢી અને મોં પર લુંઘડું આડું કરી પૂછવા લાગી.

"છગન....ભાઇ આજના બનાવોએ મને ઘેલી બનાવી દીધી છે. મંગળ કહેતો હતો કે રાજા સાહેબને દરીઆ પરથી કોઇક કાગળ મળ્યો હતો. તે તમે વાંચ્યો હતો કે?

છગન—હાજી તેજ કાગળે તો અમને અને સરકારને પણ રાત્રે ચકકરમાં નાખ્યો હતો.

પદ્મણી—(ગભરાઇને) તે કાગળ કોનો હતો ?

"અહીંના "જોકર" નામના મહાન લુટારૂનો."

પદ્મણી—(ભયથી કંપીને) શું તે કાગળ "જોકર" બહારવટીઆનો હતો. શું તમે ખરૂં કહો છો ?

છગન—મને જુઠું બોલવાથી ફાયદો શું ? મેં પહેલાં પણ તેના બેએક કાગળો જોયા છે અને આ પણ તેનોજ હતો.

પદ્મણી—વારૂ તેમાં શું લખ્યું હતું.

છગન—ઘણીજ ભયંકર ધમકી. તેણે પોતા તરફથી રાણા સાહેબને જણાવ્યું હતું કે.

"મારૂં કામ મગરૂરોની મગરૂરી તોડી તેમના માલ મિલ્કતથી તે ગરીબો કે જેઓ નમ્ર અને સાદી તબીયતના છે તેઓને ફાયદો પહોંચાડવાનો છે. મારો સિદ્ધાંત હકદારોના હકક, પચાવી બેસનાર પાસેથી છીનવી તેના ખરા માલીકને સોંપવાનો છે. હું અનેકવાર તમને (રાજા સાહેબને) ચેતવણી આપી ચુકયો છું અને છેલ્લી વખતે પણ કહ્યું હતું. પણ તમે ન માન્યું, હવે સહુથી પહેલાં તમારી તે કીંમતી ચીજો કે જેને તમે દોલત અને જીવન કરતા વધુ સમજો છો. તે લઈ લેવામાં આવશે. એટલે પહેલાં તમારી જીવન પ્રીયા પદ્મણીને ઝુંટવી લેવામાં આવશે

અને ત્યારબાદ તમારી મિલ્કત. અને પછી કુલ દોલત."

બસ આજ પ્રમાણે લખ્યું હતું. અક્ષરે અક્ષર મેં કહી સંભળાવ્યું છે નિચે જોકરની સહી કરેલી હતી.

પદ્મણી—પણ તે કાગળ તો નવાબ સાહેબે ફેંકયો હતો ?

છગન—એ તમે કેવી રીતે જાણ્યું ?

"મારી કમળાએ જોયું હતું કેમ કમળા ?"

કમળા—હા સરકાર તેઓએ પોતાના કોટના ગજવામાંથી કાઢીને તે ફેંકયો હતો. સફેદ કવર હતો.

છગન—હા, હા, કવર સફેદજ છે,

પદ્મમી—બસ બસ એજ છે- વારૂં છગન મંગળ કહેતો હતો કે રાત્રે નવાબ સાહેબ અને રાજા સાહેબ વચ્ચે કંઈક નારાજી ફેલાઈ હતી. એ વાત તું જાણે છે ? અને જાણતો હોય તો કહે કે તે શા માટે !!

છગન—રાણી સાહેબ વધારે તો નથી જાણતો. પણ જયારે દસ વાગે નવાબ સાહેબ આવ્યા ત્યારે હું પણ ત્યાંજ હતો. તેઓને જલસાનો રંગ જોઇ કંઇક નારાજી ઉપજી હોય એમ માલમ પડ્યું હતું. ખાલી એટલુંજ બોલ્યા અને તે પણ ગુસ્સામાંજ કે "વિહારી ચંદ્ર તમે જે કંઇ કરી રહ્યા છો તે હું સારી રીતે જાણું છું." આ સાંભળી રાજા સાહેબે કંઇ બહાના પણ બતાવ્યા છતાં તેમનો ગુસ્સો ન ઉતર્યો છેવટે જતી વખ્તે તેઓ એમ બોલતા ગયા કે "વારૂં હવે

એટલું યાદ રાખજો. બલ્કે તમારા અંતરમાં કોતરી રાખજો કે આ મોજ શોખના ખરા હકદાર તમે નથી. જેનો હક હશે તેનેજ આપવામાં આવશે."

પદ્મણી—ખરેખર તેમજ કરવા જેવો આ પ્રયત્ન છે.

છગન—અમને પણ એજ આશ્ચર્ય છે.

પદ્મણી—પણ નવાબ સાહેબમાં એટલી હીંમત કયાંથી ? હોય કે તેઓ રાજા સાહેબનો મુકાબલો કરી શકે?

ત્યારે તે કાગળમાં લખ્યા પ્રમાણે અક્ષરે અક્ષર કેમ ખરૂં પડયું! મારૂં તો ધારવું છે કે....

પદ્મણી—ખરેખર તે જોકરનુંજ કામ છે.

છગન—બલ્કે નવાબ મુન્સિફઅલીના વેષમાં તે જોકરજ હતો.

પદ્મણી—ત્યારે એમ કહો કે જોકરે મુન્સિફઅલીનો પાર્ટ ભજવ્યો.

છગન—કાલે પોલીસ શું કરે છે તે જોવાનું છે. હવે આપ આરામ કરો. હું રજા લઉં છું.

એટલું કહી છગન બંગળા તરફ ગયો અને પદ્મણી પલંગ પર આડી પડી.



# પ્રકરણ ૩ જું.

## કેટલાંક વધુ ભેદ.



પ્લેઝર પાર્કમાં રાજા વિહારીચંદ્રના આમ એકાએક ગુમ થવાથી એક જાતનો કોલાહલ મચી રહ્યો. સર્વ તરફ બેચેની માલમ પડી રહી હતી. દરેકના ચહેરા પર મલાનતા તેમજ ભય પ્રસરી રહ્યા હતા. જાણે જોતજોતામાં કંઇ થઈ ન ગયું હોય? તેમ સઘળા છક્ક દેખાઇ રહ્યા હતા. સંવારના સાત વાગતાજ પોલિસ ઇન્સ્પેકટર રસુલ બેગ તેમજ બીજા સારજંટો અને કોન્સટેબલો પ્લેઝર પાર્ક પર તપાસ માટે આવા પહોંચ્યા.

વારા ફરતી એક પછી એક તમામ નોકરોને બોલાવી અનેક જાતના સવાલો કરવામાં આવ્યા તેમજ ધમકીઓ પણ આપવામાં આવા છતાં કોઇ જાણવા જોગ બીના મળી નહી. છગને રાતની તમામ હકીકત સવિસ્તર કહી સંભળાવા. પણ રસુલબેગ કોઇ ચોકકસ નીર્ણય પર આવી શકયો નહી, છેવટે લેવાયાં તેટલાં સ્ટેટમેંટ લઇ તેઓ થાણામાં પાછા ફર્યો.

પદ્મણી તરફથી માણુસ પર માણુસ આવી રહ્યો હતો. નોકરો આમતેમ વ્યાકુળ થઈ ફરી રહ્યા હતા. પણ કોઇ કશી જાતની ચોકક્સ ધારણા બાંધી શકયું નહી. કે રાજા

સાહેબને "કોણ અને ક્યાં લઈ ગયું હશે ?"

એકાએક પલેઝર પાર્કના મોટા દરવાજા પાસે એક મોટર આવી ઉભી. મોટરમાંથી જે આદમી ઉતરી બંગલામાં દાખલ થયો, તે રાજા વિહારીચંદ્ર હતા. વિહારીચંદ્રને જોતાંજ સઘળા હરખાઇ ગયા. દરેકની ઉદાસી ખુશાલીમાં ફેરવાઇ ગઇ અને એકકી સાથે તેઓ કંઈ કહેવા જતા હતા. કે રાજાએજ છગનને પુછ્યું.

"તમે સઘળા આશ્ચર્યમાંતો હશોજ ?"

"સરકાર આશ્ચર્યનું શું પુછવું." છગને નમ્રતાથી હાથ જોડી કહ્યું "જ્યારથી આપ ગુમ થયા, ત્યારથી અમારા હોશ ઠેકાણે નથી. હમણાંજ પોલિસો પણ અહીંથી ગયા."

"હેં શું પોલિસમાં પણ ખબર આપી દીધી ?"

"સાહેબ વાતજ એવી હતી."

"વારૂં ? રાણી..................."

હજુ વિહારી ચંદ્ર રાણી વિષે પુછવા પણ ન પામ્યા હતા કે રાણી સાહેબનો માણસ ફરી એકવાર ખબર પુછવા માટે આવી પહોંચ્યો જેને જોતાજ રાજાએ કહ્યું.

"રાણી સાહેબને કહો કે હું હમણાજ હાજર થાઉ છું."

આવેલો નોકર પણ હરખમા ,પાછો ફર્યો. રાજા સાહેબ તરતજ ત્યાંથી નીકળ્યા અને થાણાપર આવી સઘળા હકીકત કહી, રાણી પદ્મણીને બંગલે જઇ પહોંચ્યા.

રાણી સાહેબ, રાજા સાહેબની રાહજ જોઇ રહી હતી.

રાજા હસતા મુખે દીવાન હોલમાં દાખલ થયા અને એક આર્મચેર પર બેસતા બોલ્યા.

"મારા લીધે તમને ઘણું હેરાન થવું પડયું હશે?" રાણી—હેરાનીનું તો પુછવુંજ શું ? દર પળે શેર શેર ખુન સુકાઇ રહ્યું હતું. હાં પહેલાં એ કહો કે કાલે તમે નવાબ સાહેબને મકાને ગયા હતા કે નહીં ?

રાજા—કાલે ક્યારે ?

રાણી—કયારે શું ? રાત્રે

રાજા—ઘણા આશ્ચર્યની વાત !....તમે પોતે મને ત્યાં મળ્યા....મેં તમારી સાથે કેટલીક વાર સુધી વાતો કરી. નવાબ સાહેબ તમને લોલાબાથી બોલાવી લાવ્યા...મેં તમને તેજસીંહ વિષે પુછયું જેનો તમે જવાબ પણ વાળ્યો. અને અત્યારે મનેજ પુછી રહ્યા છો કે "તમે ત્યાં ગયા હતા કે નહી !" ત્યારે શું રાત્રે મને તમે નહી મળેલા ?

રાણી—મને પણ ધ્યાન છે કે હું તમનેજ મળી હતી. પણ રંભા કહેતી હતી કે અહીં પણ કોઈ રાજા સાહેબ મને શોધવા આવ્યા હતા. હું તમને મળીને જ્યારે અહીં આવી તો રંભાએ તમારા આવી ગયાના સમાચાર સંભાવ્યા. અને ત્યાર પછી મંગળ અહીં આવ્યો. તેણે કહ્યું કે આપ બે વાગ્યા પછી બંગલામાંથી ગુમ થઇ ગયા છો. હું વધારે અચંબામાં પડી, છગનને બોલાવી મંગાવ્યો.

તેણે આવી વળી વધારે આશ્ચર્ય ઉપજાવ્યો. તેણે કહ્યું કે આપને કોલાબાના દરીયાકીનારેથી કોઇ કાગળ મળ્યું હતું. જેમાં "જોકર" ડાકુ તરફથી તમને ધમકી આપવામાં આવી હતી. કે તે તમને મારાથી જુદા કરી દેશે, અને તમારી માલ મિલ્કત લઇ લેશે વિગેરે ઘણી વાતો જણાવી.

રાજા—(આશ્ચર્ય દર્શાવતાં) કંઇ અજબજ વાતો બની ગઇ ! મારા નોકરો પણ કંઇ એવુંજ કહી રહ્યા હતા. વધારામાં તેઓને એકાદ પહેરેગીર તો રાતે બેભાન પણ મળ્યો હતો.

રાણી—વાત ખરી છે.

રાજા—પણ અસલ બીના તો એ છે, કે રાત્રે મારી તબીયત પહેલાંથીજ ઠીક ન હતી. જે તમે પણ જોઇ ગયા હતા. તમારા ગયા પછી મને કંઇક વધુ સરદી જેવી માલમ પડી જેથી હું નવાબ સાહેબને ત્યાંજ પલંગ પર થોડીવાર આડો પડયો. પણ તરત તાવે હુમલો કર્યો અને આખી રાત નવાબ સાહેબના મકાનમાંજ તાવમાં હાંફતો પડયો રહ્યો. બિચારા નવાબ સાહેબ પણ આખી રાત મારા લીધે જાગતા રહ્યા. મારા નોકરોને ત્યાં ન આવવાનું કારણ પુછતાં જણાયું કે તેઓને અમારી વચ્ચે થએલી કુટફાટ વિષે ખબર પડી ગએલી હોવાથી તેઓ મને ત્યાં શોધવા આવેલા નહી.

રાણી—વારૂં એતો થયું પણ....એ કોણ હતો જેને રાત્રે રંભાએ જોયો હતો. રંભા...આમ આવતો !

રંભા "જી સરકાર" કહી આવી ઉભી અને પુછયું. "શો હુકમ છે ?"

રાણી—લે, પુછી લે ?....રાજા સાહેબ તો ત્યાંજ હતા. મને અહીં શોધવા આવનાર પુરૂષ કોઇ અન્યજ હતો.

રંભા—રાણી સાહેબ, તેઓ પણ બિલ્કુલ એમના જેવાજ હતા. હજી પણ તેમની મુખાકૃતિ મારી આંખો સામે ફરી રહી છે અ......

રાજા—( વાત કાપી ) હવે જવાદો એ વાતનેજ. આપણાં સઘળાનેજ એ માણુસ થાપ આપી ગયો. મારા પોતાનાજ પલંગ પર તો એ આવીને સુતો હવે એથી વધુ શું હોય ?

હજુ આ વાતચિત ચાલીજ રહી હતી કે છગન હાજર થયો અને તેણે સલામ કરી રાજા સાહેબના હાથમાં એક પરબીડું મુકયું. જેને વાંચતાજ રાજા સાહેબે પોતાના ચ્હેરાને ભયભીત બનાવી દીધો અને રૂમાલ વડે વારંવાર મોં લુછવા લાગ્યા.

આ હાલત જોઇ પદ્મણી અને છગન બંનેથી પુછાઇ જવાયું. "કેમ શું છે ? કોનો કાગળ છે ?"

"કંઇ સમજ પડતી નથી કે વાત શું છે ?" એટલું કહી રાજા સાહેબે તે કાગળ છગનને આપી વાંચવા કહ્યું.

છગને વાંચવા માંડયું.

"નામદાર રાજા સાહેબ,

જણાવવા દીલગીર છું કે રાત્રે પદ્માણી અને તમે બંને બચી જવા પામ્યા. નસીબે તમને બંનેને બંગલામાંથી ખસેડી દીધા હતા. નહી તો અત્યારે તમે મારા જેલની ભયંકર દીવાલો વચ્ચે હોત. મારો વાયદો મેં પુરો કર્યો પણ તમે મળ્યા નહી. મારા માણસોને નિરાશ પાછા ફરવું પડયું છે. ખાત્રી માટે તમારા એક પહેરેગીરને આડે આવતા બેભાન કરી દેવામાં આવ્યો હતો. વારૂં કંઈ નહી પણ અત્યાર પછી બચતા રહેજો. હાલ એજ."

પત્ર સાંભળી પદ્માણી પણ ભય પામી ગઈ. જીગને કહ્યું.

"લખનારે નામ તો આપ્યુંજ નથી."

રાજા—નામ ન આપ્યું તો શું થયું? આવો દીલેર પુરૂષ જોકર વગર બીજો કોણ હોઈ શકે?

રાણી—હું પણ એજ ધારતી હતી. હવે આ મકાનમાં રહેવામાં સાર નથી. મારે ઘર બદલવુંજ પડશે.

"કેમ?"

"કેમકે જે માણુસ એક વખત આટલી નીર્ભયતાથી અહીં આવી ગયો, તે હવે ફરી ફરી અહીં આવે એ સંભવિત છે."

"જો તમે એજ ભયથી મકાન બદલવા માંગતા હોવ તો આપણે અહીં મજબુત પહેરાનો બંદોબસ્ત કરીએ?"

"પહેરાથી શું થાય? જે માણુસ આવો દીલેર હોય તેને પહેરાની શી પરવા?"

"જ્યારે તમે આટલું સમજો છો તો મકાન બદલવાથી પણ શું ફાયદો તમે જ્યાં જશો ત્યાં તે આવશે ?"

કે તે પદ્મણીને વિચાર કરવું પડ્યું. તે શાંત થઇ ગઈ અને રાજા સાહેબ ફરીને પોતાને બંગલે આવ્યા.



## પ્રકરણ ૪ થું.

### મુન્સિફના ગુંચવણ ભર્યાં કાર્યો.



જે વખતે નઠારો રાજા વિહારીચંદ્ર અને રાણી પદ્મણીની સિપાઈઓની અજાયબી વચ્ચે બહારવટીઆ ઓકરના પંજામાં પડ્યો. બરાબર તેજ સમયે નવાબ મુન્સિફઅલીના મકાન નીચે આવેલા ભોંયરામાં અંધારામાં રાજા વિહારીચંદ્રને કે જે ત્યાં હાથ પગો બંધાઈને પડેલો હતો. નવાબ મુન્સિફઅલીએ કહેવા માંડ્યું

"કેમ રાજા સાહેબ ! હું ન કહેતો હતો કે થોડાજ કલાકો બાદ તમારા સઘળા એશઆરામ મુસીબતમાં ફેરવાઇ જશે ?"

રાજા–(નમ્રતાથી; પણ એટલું તો સમજાવો કે આથી તમને ફાયદો શું ?

"ફાયદો ??? ઓહહો....ઘણોજ મોટો....ફાયદો ?

ગર્વિષ્ઠોના ગર્વોનું ખંડન કરી કંગાળોને માલદાર બનાવવું. એથી વધુ કયો ફાયદો હોઇ શકે?....મહાદેવ આમ આવ."

મહાદેવ–(અંદર આવીને) શો હુકમ છે સરકાર?

"જો પહેલા તો તેજ કામને પુરૂં કરવું છે અને પછી રાજા સાહેબ માટે વિચાર કરીશું. ડાકટર સાહેબને બોલાવ."

"ડાકટર સાહેબ તો આવી પહોંચ્યા છે. ડ્રોઈંગ રૂમમાં બેઠા છે."

"વારૂં તું અહી થોભ, હું તેમને મળું છું." આટલું કહી નવાબ સાહેબ ઉપર આવ્યા, મહાદેવ રાજા પાસે થોભ્યો, ડૉકટર સાહેબ મેજ પર ટોપી મુકી એકાદ ચોપ-ડીનું નિરીક્ષણ કરી રહ્યા હતા. નવાબ સાહેબને જોતાંજ ચોપડી બંધ કરી બોલ્યા.

"હું અત્યારે કંઇક ખાસ બાબતસર હાજર થયો છું. રાતનો મામલો બિલકુલ ઉઘાડો પડી ગયો છે. અને પોલિ-સમાં સુધ્ધાં ખબર પડી ગઇ છે."

"હેં....? નકલી રાજાને તો મેં આઠ વાગ્યા પૂર્વેજ મોકલી દીધો હતો? કદાચ તેના પહોંચવા પહેલાંજ પોલીસમાં ખબર પહોંચી ગઇ હશે? (જરા વિચારીને) પણ અત્યારે તેની બાજી સફળ થઇ ગએલી લાગે છે. કારણ કે તેના ગયા પછી કોઇ પણ વાત સંભળાઇ નથી."

"ત્યારે તો ચિંતા નહી. હું ધારૂં છું કે તે અત્યારે ત્યાંજ (પદ્મણીને મકાને) હશે?"

"ત્યારે નહી? વાહ તમે પણ મનેજ મૂર્ખ સમજી લીધો? અત્યારે તો તે રાણી પદ્મણીના પ્રેમ સાગરમાંથી અમૃતપાન કરી રહ્યો હશે."

ડૉકટર—(ઠંડો શ્વાસ ખેંચીને) આ પણ તગદીરની વાત છે....કદાચ નકલી રાજા હુંજ બન્યો હોત?

( મશ્કરી કરતા ) કોઇ મુશ્કેલ વાત નથી. તમે નવાબ મુન્સિફઅલી બની જાઓ...હાં તો તમને એ માટે બોલાવવાનો વિચાર હતો કે આજેજ રાત્રે પેલા કામને સરઅંજામ આપવાનો છે. અને તમારી તેમાં ખાસ જરૂર છે."

"ભલે....જેવી સરકારની મરજી."

આટલી વાત પછી નવાબ અને ડૉકટર ભોંયરામાં આવ્યા. મહાદેવને ત્યાંથી ઉપર જવાની આજ્ઞા કર્યા બાદ નવાબે રાજા પ્રત્યે કહ્યું.

"બોલો રાજા સાહેબ પદ્માણી સાથે તમારો શો સંબંધ હતો?"

"સંબંધ શો હોય? ખાલી મળતા હતા. તેમ છતાં જો કોઇ સાથે મળવું એ ગુન્હો ગણાતો હોય તો મને પણ ગુન્હેગાર સમજજો."

"વારૂ....તેજસીંહ અત્યારે કયાં છે?"

"તેજસીંહ વિષે હું કંઇ જાણતો નથી મેં પદ્મણીને તે વિષે પુછવાની જરૂરજ જોઇ નહોતી."

"વારૂં પદ્મણીને મુંબઇમાં બોલાવનાર કોણ?"

"હુંજ. પણ તેને ખાલી સલાહ માટે બોલાવી હતી, જોઇએ તો તેને પુછી જુઓ."

"મને તેને પુછવાની કોઇ જરૂર નથી. હું તો તમને પુછવા માગું છું."

રાજા—(કાયર થઇને) પણ...પણ...તમને પદ્મણી સાથે શું લેવું દેવું ?

નવાબ—(હસીને) હા—હા—હા પદ્મણીનજ તો આ બધા તોફાન છે રાજા સાહેબ !

"ત્યારે શું આજ કારણે તમે મારૂં જીવન નાશ કરવા માંગો છો ?"

"કોઇનું જીવન નાશ કરવું એ હું પાપ સમજું છું. અલબત જીવન ગુજારવાના કેટલાક નિયમો તરફ મને અણગમો છે, તમે તમારી મનોવાસના તૃપ્ત કરવા અને તમારો પોતાનો સ્વાર્થ સાધવા પદ્મણીને બિચારા તેજસીંહથી પડાવી લીધી. પણ યાદ રાખજો કે જે પદ્મણી તેજસીંહ સાથે રહેવાને રાજી નથી, તો કોઈ કાળે તમારી સાથે પણ રહેવાને રાજી થઇ શકતી નથી."

"પણ એ તો, તેની મરજી પર આધાર રાખે છે ?"

"બેશક ! પણ તેની મરજી કુદરતથી વિરૂદ્ધ છે. અને હું કુદરતને સાથ આપવા સારૂ પેદા કરવામાં આવ્યો છું."

"હું નથી સમજી શકતો કે તમે શું કહી રહ્યા છો ?"

"હું અન્યાયનું મુળ ઉખેડી રહ્યો છું. ખરા હકદારને

તેને હક્ક અપાવી રહ્યો છું. મગરૂર માલદારોની મિલ્કતમાં નિરાશ અને લાચાર ગરીબોનો ભાગ લગાડી રહ્યો છું."

"આવા કામો તો સમજાવટથી પણ થઇ શકે એમ છે."

"સમજાવ્યા છતાં જે લોકો નથી સમજતા, તેઓ સાથેજ આવી રીતે વર્તવું પડે છે.તમને યાદ હશે કે મેં તમને સમજાવવામાં કોઇ પણ જાતની કસર રાખી ન હતી."

"બેશક, પણ અત્યાર પછી આપ જે કંઇ હુકમ ફરમાવશો, તેને હું માન સાથે કબુલ કરીશ."

"પણ હવે વખત નિકળી ગયો. તમારી માનવંતી જગા એક ગરીબ નિરાધારને સોંપવામાં આવી છે. અને તેની નિભાગી જગા તમને આપવામાં આવી છે. મારૂં કહ્યું માનો, અને હું જે પુછું તેનો ખુલાસાથી જવાબ આપો."

"આપ જે કંઇ પુછશો, અને જો તે જાણમાં હશે તો હું જરૂર વગર સંકોચે સઘળું કહી સંભળાવીશ."

"પહેલાં એ કહો કે તેજસીંહ કયાં છે?"

"તે વિષે તો હું પહેલાંજ કહી ચુકયો કે મને તેની બિલકુલ ખબર નથી."

"વારૂં ત્યારે એ બતાવો કે પદ્મણી તરફથી તેજસીંહના સંબંધમાં તમને કેટલીક ખબર મળી છે? આ વાત બતાવવામાં તમને શું નુકશાન છે, શું તેજસીંહ અહીં નથી આવ્યા?? અને અશોક ભુવનમાં તેઓ નથી ઉતર્યા???"

રાજા—(બેપરવાઇથી) ઉતર્યાએ હશે, ને આવ્યા એ હશે,

પણ હું તમને ખાત્રી પૂર્વક કહું છું કે આજ સુધી મેં તેજસીંહ વિષે પદ્મણીને કંઇજ પુછયું નથી."

"ભલે! આ વાત સંતાડવામાં તો તમને કંઇજ ફાયદો નથી કે તમારા પદ્માણી સાથે કયાં કયાં કોલ કરારો થયાં છે?"

"કોલ કરારો કેવાં? ફકત એટલુંજ કે હું તેને ચાહું છું અને........તે મને."

"હું એ નથી પુછવા માંગતો. એ તો ખુલ્લુંજ છે. મારો સવાલ એ છે કે, પદ્મણીનું આમ એકાએક તેજસીંહને તરછોડવાનું કારણ શું? શું તે બહાદુર નથી? ખુબસુરત નથી? દોલતમંદ નથી? અને જયારે છે....તો આનું શું કારણ કે પદ્મણીએ તમને વધુ વિશેષતા આપી?"

"તેના મનની વાત મને શું ખબર?"

"એ તો કોઇ કાળે પણ સંભવિત નથી. કે જ્યાં સુધી એક માણસ સામી બીના મનની વાત પુરેપુરી રીતે જાણી શકે નહી ત્યાં સુધી તે તેનું મન સહેલાઇથી પોતા તરફ ફેરવી શકે....રાજા સાહેબ હું તે માણસ નથો, કે જે વાતોમાં ટળી શકું! યાદ રાખો કે જો સાફ સાફ કહેવામાં તમે જરાપણ કચાસ રાખી, તો તમને જીવ ખોવું પડશે."

છેલ્લા વાકયોએ રાજા સાહેબના હોશ ઉડાવી દીધા. ચ્હેરા પર જે કંઇ લાલાશ હતી તે પણ હવે નાશ પામી ગઇ, રૂંધાતા અવાજે તેઓ કહેવા લાગ્યા.

"જો આપ મને નવું જીવન આપવા બંધાઓ તો હું વાયદો કરૂં છું કે આદીથી અંત સુધી જે કંઈ હું જાણતો હોઇશ, તે સઘળું કહી સંભળાવીશ."

"ખાસ કરીને મારી જાતને કોઈ સાથે સંબંધ નથી. હું તો ખુદાએ પેદા કરેલા સૃષ્ટીવાસીઓનો હીતેચ્છક છું. અને હંમેશ બીજાઓ માટેજ પોતાના જીવ ઉપર રમું છું. તમને કેદ કરવામાં મારો મુખ્ય મતલબ એ છે કે, પદ્મણી તેના ખરા હકકદારને મળે. એ તો કુદરતીજ છે, કે સુખ પછી દુઃખ જરૂર છે. છતાં તમને વધુ તકલીફ ન થશે. અલબત જેટલાં દીવસો તમારી શિક્ષા માટે નકકી કરવામાં આવ્યા છે, તેટલા દીવસો તમને બીજે ઠેકાણે ગાળવા પડશે. પલેઝર પાર્કમાં નહી."

આટલું કહેતાંજ નવાબ સાહેબે ડોકટરને ઇશારો કર્યો જેણે તરતજ ગજવામાંથી એક શીશી કાઢી રાજા સાહેબના નસ્કોરાં સાથે લગાડી દીધી. થોડીજ પળોમાં રાજા સાહેબ બેહોશ થઇ ગયા. નવાબ સાહેબે ડોકટરને સાથે લઇ ઉપર આવી મહાદેવને કહ્યું.

"મહાદેવ પોતાના માણસોને લઇ જઈ તારૂં કામ કરી નાખ"

આજ્ઞા મળતાંજ મહાદેવ પોતાના સાથીઓને લઇ ભોંયરામાં આવ્યો, થોડીજ વારમાં રાજા સાહેબના બેભાન શરીરને એક લાકડાની પેટીમાં બંધ કરી મોટરમાં નાખા

"શાંતાકુંજ" પર આવેલા મકાનમાં પહોંચાડી આવ્યો જેને જોતાંજ નવાબ સાહેબે પુછ્યું.

"કેમ મહાદેવ પહોંચાડી આવ્યો કે? આપણાં માણસોને સઘળું સમજાવી દીધું?"

"હા સરકાર, તેઓ બરાબર સમજી ગયા છે."

"વારૂં હવે તું જરા આરામ લે, રાત્રે આપણે તે કામને પણ સરઅંજામ આપી દઇશું."

પ્રોગ્રામ રાત પર મુલતવી રાખવામાં આવ્યો હતો, જેથી ડાકટર સાહેબ પણ રાજા લઇ પોતાના મકાન પર આવ્યા, મહાદેવ પોતાના ઓરડામાં આવી આડો પડયો, નવાબ સાહેબ સીગરેટ સળગાવી તેના ધુમાડાના વિચિત્ર આકારો જોવા લાગ્યા, ફરી કંઇ યાદ આવ્યું, સળગતી સીગરેટ ટેબલના ખુણા પર મુકી ખાનામાંથી એક સાદો કાગળ કાઢી તેમાં કંઈ લખી કવરમા બંધ કરતા હતા કે એક નોકરે આવી સલામ કીધી. નવાબે કહ્યું.

"કેમ બુધ્યા, કંઈ પત્તો મળ્યો કે?"

"હા સાહેબ કાલ સુધી તો તેઓ અશોક ભુવનમાંજ હતા. આજે સવારે કોઇ બીજી તરફ નીકળી ગયા છે."

"તેની તપાસ ન કીધી?"

"સાહેબ કીધી તો ખરી, પણ ત્યાં કોઈ જણાયુ નહી. ફકત એટલી ખબર મળી છે, કે કાળીમાતાના મંદીરમાં રાત્રે એક પરદેશી સાધુ સુવા આવનાર છે. એમ

ત્યાંના મહારાજ કહેતા હતા. હવે રાતેજ ત્યાં જઇશ."

"મને આજે આ કામને પુરૂં કરવાનું ન હોત તો જરૂર હુંજ તે કામ પૂર્ણ કરત શું તું એકલો તે કરી શકશે?"

"કેમ નહી સરકાર! એક માણુસનો પત્તો મેળવવો કઇ મુશ્કેલની વાત છે?"

"કેમ નહી! જો તલમાત્ર પણ તે ચોંકી ગયો તો ફરી વરસો સુધી મળી શકે એમ નથી."

"ના સાહેબ એમ તો હું હોશીઆર છું."

"તું જાણે! રાત્રે ક્યારે જશે?"

"સાતેક વાગ્યા પછી."

"જો છજ વાગ્યાથી બારણા પર જઇ બેસી જાય, તો અંદર પણ જઈ શોધવું ન પડશે, તું ઓળખી તો શકશેજ?"

"કેમ નહી? તે બચે ને લાખ વેષો બદલે, મારાથી કંઇ છુપા રહેવાના છે?"

"ઠીક ત્યારે આરામ કર....(ઘડીઆળ જોઇ)....હાં જરા મહાદેવ જાગતો હોય તો તેને મોકલજે."

થોડીજ વારમાં મહાદેવ હાજર થયો, નબાબે કહ્યું.

"કેમ નિંદ્રા આવી હતી કે? વારૂં જો હવે સાંજ પડવા આવી છે. અને આજની રાતનું કામ ઘણું મુશ્કેલ છે. તલમાત્ર પણ ચુક્યા તો આખી બાજી ધુળધાણી થઇ જશે. આપણે કાળીદાસને મુખ્ય પાત્ર બનાવી જે ખેલ રચ્યો છે, તે કોઇએ તેવો પાયાદાર નથી, કારણકે નવા પાત્ર

પર સંપૂર્ણ ભરોસો કરવો એ પણ એક જાતની મુર્ખાઇ કહેવાય; બનવા જોગ છે કે કદાચ તે પદ્મણીના પ્રેમમાં અંધ બની જાય, અને આપણી બાજી બગાડી નાખે. માટે હવે જેમ બને તેમ જલ્દી પદ્મણીને પણ ત્યાંથી ખસેડી લેવી જોઈએ, જો પદ્મણી આપણા કબજામાં આવી ગઇ તો પછી તેજસીંહ જરૂર આપણા હાથમાં આવશે અને વિહારીચંદ્ર માટે પુરતો સંતોષ મળશે.”

“તો શું નવા રાજાની બાજી બગાડવાનો વિચાર છે?”

“નહીં તે તો આપણો ઢાલ છે, તે રાજા તો રહેશેજ અને તે પણ વિહારીચંદ્રના વેષમાંજ. ફક્ત એટલુંજ કે તેને પદ્મણી ન મળશે”

“હા સમજી ગયો. કે જેથી કોઈને વહેમ પણ ન પડે અને પદ્મણીને અધ્ધર ખસેડી લેવામાં આવે.”

“એજ......બીજી એક વાત સાંભળી? બુધિયો કહે છે કે તેજસીંહ અશોક ભુવનમાંજ હતો, આજે કયાંક બીજે ઉપડી ગયો છે.”

“વાત તો ખરી છે, પદ્મણીએ પણ નવા રાજાને રાત્રે એજ કહ્યું હતું, તેણે ઠેકાણું બદલ્યું હશે તો પણ હશે તો મુંબઇમાંજ.”

“હાસ્તો! બુધિયો કહેતો હતો કે કાળાના મંદીરમાં એક નવો સાધુ આવ્યો છે. કદાચ તે તેજ હોવો જોઇએ...? આજ કાલ આપણને તો ફુરસદ નથી. નહી તો આપણેજ

તેની ભાળ કાઢતે, બુધિયાને કહ્યું છે કે તું જ જજે."

"તો તેમાં શું વાંધો છે. તે પણ ચાલાક છે?"

"મને પણ ખાત્રી છે. વારૂં તું એક કામ કર. પુષ્પાવતીને મકાને જા અને તેને બોલાવી લાવ. કારણ કે તેના વગર પત્તો ન ખાશે."

"અત્યારથીજ! કોઇને વહેમતો ન પડે??"

"વહેમ કોને પડશે? છતાં પણ તુ ન જા. કેશવને મોકલ."

"વારૂં સાહેબ"

"કેશવ છે ક્યાં? તેને અહીંજ મોકલ હુંજ તેને સમજણ પાડી દઉં છું."

મહાદેવે બહાર નીકળી બુમ પાડી "કેશવ."

કેશવ ચલમ પી રહ્યો હતો, અવાજ સાંભળી આમ અબડતો નાઠો "યાર હજુ તો પૂરો દમ પણ ન લગાવ્યો."

કેશવ—(નવાબ પાસે આવી.) હુકમ સરકાર.

નવાબ—તું પુષ્પાનું ઘર જાણું છે?

"કેમ નહી? અનેક વાર તો હું જઇ આવ્યો છું."

"વારૂં તેને મારૂં નામ કહે કે હું બોલાવું છું."

"બહુ સારૂં" કહી કેશવ થોડીજ વારમાં પુષ્પાને લઇ હાજર થયો. પુષ્પા ત્રીસ વરસની એક ચાલાક દાસી હતી. રંગ રૂપમાં પણ ઉતરે એવી ન હતી. ચ્હેરાની રચના પરથી જણાતું હતું. કે જુવાનીમાં તેણે પણ ગજબ

કર્યો હશે. નવાબે તેને જોતાંજ કહ્યું.

"કેમ પુષ્પા આજકાલ ક્યાં છે?"

"સાહેબ ઘરનુંજ કામ કરૂં છું."

"આજે તારે એક કામ કરવાનું છે. રાણી પદ્માણી પાસે જા, અને એક પત્ર પહોંચાડી આવ. બાકીનું અમે કરી લઈશું."

"ત્યારે તમે મારા આવ્યા બાદ જશો એમ?"

"નહી, અમે સાથેજ આવીએ છીએ, પણ રાણી પાસે તો તને એકલીનેજ જવું પડશે."

"ત્યારે આ શું વાત? તમે પણ આવશો ને કાગળ પણ મોકલશો?"

"અમારી વાતોને સારા સારા બુધ્ધિવાન પણ નથી સમજી શકતા, તો તુ શું સમજી શકશે?"

"વારૂં લાવો કાગળ."

નવાબે ખાનામાંથી કાગળ કાઢી પૃષ્પાના હાથમાં મુકતા કહ્યું. "જો આ કાગળ આપી તરત બંગલાની પાછલી સડક પર આવી અમને ખબર આપજે મહાદેવ અથવા હું બેમાંથી કોઇપણ તને ત્યાં મળશે."

આટલું કહી નવાબ આગળ વધ્યા અને તેના કાનમાં ઘણીજ ધીમેથી કંઇ કહ્યું. જે સાંભળી તેનાથી આશ્ચર્યથી બોલાઇ ગયું.

" બા તમે પણ ગજબ કરો છો! સંભાળજો કોઇ

આફત ન આવી જાય? હું જાઉં છું."

નવાબ—જરા થોભ (ઘડીઆળ જોઇ) અત્યારે ન જતી. ઘેર જઇ તારૂં જે કામ હોય તે પુરૂં કરી નાખ, બરાબર એક કલાક પછી જજે."

પુષ્પાવતી કાગળ લઇ ઘેર આવી. ખાઇ પી પરવારી બાદ રાણી પદ્મણીના બંગલા તરફ રવાના થઇ. રાણી તેને ઓળખતી હતી. બલકે એટલું પણ જાણતી હતી કે તે રાજા [illegible]ચંદ્રની વિશ્વાસુ દાસી હતા. અને જો કે કોઇ કારણસર અત્યારે રાજા સાહેબે નારાજ થઇ તેને રજા આપી દીધી હતી છતાં ખાસ ખાનગી કામો માટે અનેક વખત તેઓ તેને જ બોલાવતા હતા. ઘણું દીવસો બાદ પુષ્પાને [illegible] રાણીએ ઘણીજ ખુશીથી તેને પોતાની પાસે બેસાડી [illegible] સમાચાર પુછ્યા.

"કેમ પુષ્પા આજકાલ ક્યાં છે. બિલકુલ દેખાતી નથી?"

"શું કરૂં રાણી સાહેબ, ઘરનાજ કામોથી ફુરસદ નથી મળતી તો બહાર શું નિકળું?"

"કેમ [illegible] એવડું થયુ?"

"(કાગળ આપી) આ વાંચી જુઓ સઘળું જણાઇ આવશે"

રાણીએ કાગળ ખોલીને વાંચવા માંડયું. જે રાજા સાહેબ તરફથી લખવામાં આવ્યું હતું.

"શ્રીમતી રાણી સાહેબ,"

જો કે હું પોતેજ આવી જાત પણ કેટલાક કારણોસર આવી શકયો નહી માટે જો કૃપા હોય અને આપને અડચણ ન થતી હોય તો બંગલે પધારી આભારી કરશો. હું છું આપનો...બિહારીચંદ્ર"

પદ્મણી કાગળ વાંચતાંજ બોલી ઉઠી

"અત્યારેજ તો તેઓ અહીંથી ગયા, ને આટલી વારમાં એવું શું કામ પડયુ?"

"હું શું જાણું મને તો ફક્ત એટલુંજ કહ્યું કે "તેઓને અહીં જલ્દી મોકલી દો."

આ વાતોનો પદ્મણીએ કંઇ પણ જવાબ ન વાળ્યો. તેને વ્હેમ પડયો કે કંઇ ઘોટાળો છે પુષ્પા પણ તેની શંકા કળી ગઇ જેથી તરતજ ઉઠી ઉભી થઇ અને બોલી.

"રાણી સાહેબ હવે હું રજા લઇશ."

"બેસ તો ખરી, હજુ હમણાંજ તો આવી."

"માફ કરજો. હું જરૂર આપની આ આજ્ઞા માથે ચઢાવત પણ એકાએક મને ઘરનું એક કામ યાદ આવી ગયું, જે વખતસર ન પહોંચવાથી બગડી જવાનો સંભવ છે."

પદ્મણી—( લાચાર થઇ ) વારૂં ત્યારે જેવી તારી ઇચ્છા....પણ રાજા સાહેબને શું કહેશે?

પુષ્પા—(તરત) હું શું કઇશ? હું તો અહીંથી સીધી ઘેર જવાની છું. શું આપ નથી જવાના?

પદ્મણી—(જરા વિચારી) વારૂં જોઇશ. તું તારે જા.

પુષ્પા કુરનેશ બજાવી ત્યાંથી નીકળી અને વાયદા પ્રમાણે બંગલાની પાછલી સડક પર આવી પહોંચી જ્યાં મહાદેવ અને નવાબે આગળ વધી પુછ્યું.

"કેમ શું ખબર લાવી ? તેણે જવાની તૈયારી કીધી કે નહી ? તેના ચ્હેરા પરથી તું શું કળી શકી ?"

"મને તો લાગે છે કે: તે નજ જશે, તેને કંઇક વહેમ પડયો લાગે છે. તૈયારી પણ કીધી નથી હજુ તો વિચારમાંજ બેઠી છે."

"વારૂં તું જા." પુષ્પાના ગયા પછી નવાબે મહાદેવને કહ્યું.

"મહાદેવ તું મોટા દરવાજા પર જઈ સઘળું કામ કરી નાખ. હું અંદર જાઉં છું. તકની વાટ જોતો રહેજે."

બળદેવને મોટા દરવાજા તરફ વિદાય કરી નવાબ સાહેબ વાંદરા માફક દીવાલ પર ચઢી છત પર આવી ઉભા. છત પરથી ધાબા પર કુદયા અને ધાબા પરથી કીચન રૂમના (રસોડાના) છત પર આવ્યા. અને ત્યાંથી ચોક તરફ આવવા અંદર ભુસકો માર્યો. સામેજ પદ્મણી પોતાના ડ્રોઇંગ રૂમમાં વિચાર મગ્ન બેઠેલી જણાઈ તે એ સોચી રહી હતી, કે "ચીઠ્ઠીના અક્ષરો તો બિલ્કુલ રાજા સાહેબનાજ છે પણ એજ વિચિત્ર છે, કે રાજા સાહેબને અહીંથી ગયાને તો હજુ વાર પણ નથી થઇ કે પુષ્પા આવી ઉભી." અને એજ વિચારે તેને વધારે ગુંચવી નાખી કે "રાજા સાહેબ અહીંથી

ગયા ક્યારે ? પુષ્પાને બોલાવી ક્યારે ? ? અને અહીં મોકલી ક્યારે વિગેરે ? ? ?...........

પદ્મણી એજ વિચારોમાં લીન હતી કે એકાએક સામેના ચોકમાં કોઇના કુદવાનો અવાજ સંભળાયો. હજુ તે માથું ઉંચકી જોવા પણ ન પામી હતી કે નવાબ સાહેબ બે ધડક બારણામાં પ્રવેશી તેની સામે આવી ઉભા.

પદ્મણીનું હૃદય જોરથી ધડકી રહ્યું હતું, આ અચાનક દેખાવે તેને છકક કરી નાખ્યો હાથ પગમાં ધ્રુજારી છુટી ગઇ, તે કંઈ બોલવા જતી હતી પણ બોલી શકી નહી. નવાબે તરતજ નમન કરી હસ્તા મુખે કહ્યું.

"રાણી સાહેબ તમે મને આમ એકાએક ચોર માફક આવેલો જોઇ જરૂર અચરજ તો પામ્યાજ હશો ? પણ દીલગીર છું. જો તમે આ ચીઠ્ઠી જોઇને તરતજ અમલ કર્યો હોત તો અત્યારે મને આમ આવવું ન પડત."

પદ્મણી—(જેમ તેમ કરી) નવાબ સાહેબ હું નથી સમજી શકતી કે આપનું આવી રીતે પધારવું શુ મતલબ રાખે છે. અને આ કાગળથી નામદારને શું સંબંધ છે ? "

" આ એક લાંબો કિસ્સો છે. અત્યારે આપ મહેરબાની કરી મારી સાથે પધારો. ભવિષ્યમાં સઘળું જણાઇ આવશે."

પદ્મણી—( વધારે જહી પણ બે પરવાઇથી ) ક્યાં

ચાલુ ?...........હું અત્યારે કોઈ પણ ઠેકાણે આવવા લાચાર છું."

"લાચાર શબ્દ તમને ભલે કીંમતી હોય પણ હું તુચ્છ સમજું છું."

આટલું કહી તેણે એક તાળી વગાડી. જે સાંભળી તરતજ મહાદેવ આવી ઉભો. તેના આવતાજ નવાબે કહ્યું.

"મહાદેવ તારૂં કામ કર. સીધી આંગળીએ ઘી નીકળતું નથી."

હુકમ સાંભળતાંજ મહાદેવ સિંહ માફક કુદયો અને પદ્મણી કોઈ પણ જાતની ચીસ પાડે તે અગાઉજ તેણે તેના મોંમાં કપડાનો ડુચો મારી દીધો.

નવાબે કહ્યું "બહારનો બંદોબસ્ત કરી નાખ્યો ?"

"હાજી. બંને દાસીઓ બેભાન છે. અને દ્વારપાળ તેમજ પહેરેગીરોની પણ તેજ હાલત છે"

"ઠીક છે ચાલ હવે જલ્દી અહીંથી નીકળી જવું જોઈએ."

મહાદેવે તરતજ પદ્મણીને બંને હાથ પર ઉંચકી લીધી, મહાદેવ અને નવાબ બહાર આવ્યા મોટર તૈયાર હતી જેમાં પદ્મણીને નાખી ઘર તરફ રવાના થયા.

# પ્રકરણ ૫ મું.



## ભેદનો ઉકેલ.

પ્રીય વાંચક અત્રે અમારે એટલું જણાવવું પડશે, કે આપણી વર્તાને તેજસીંહ સાથે પણ વધારે સંબંધ છે. તે આ વાર્તામાં મૂખ્ય વ્યક્તિ છે એમ કહીએ તો ચાલે કારણ કે પદ્મણીનો ખરો હક્કદાર તેજ છે. પદ્મણી માટે પહેલું માગું તેજસીંહનુંજ હતું, પણ રાજા વિહારીચંદ્રે તેમાં દખલગીરી કરીને તેઓને એકબીજાથી વિખુટા પાડયા હતા.

પદ્મણી જોકે એક રાજાની કુંવરી હતી અને જોકે તેના પિતાની હયાતીમાંજ તેને લાખોની મીલ્કત મળી હતી. છતાં સ્વતંત્ર સ્વભાવના પ્રતાપે તે અત્યારે કરોડપતી હતી. પિતાની જાગીરમાંથી રાજા વિહારીચંદ્રના મોહમાં સપડાઇ હાલ તે મુંબઈમાં આવી રહી હતી.

તેજસીંહ પણ જોકે લાખોની જાગીરનો માલેક હતો પણ પદ્મણીના મોહમાં સપડાઇ અત્યારે તેણે સઘળી જાગીર વ્યવસ્થા છોડી દીધી હતી. અને મુંબઈમાંજ વિહારીચંદ્રના ભયથી ખાનગી રીતે રખડી રહ્યો હતો. તે કોઇ ઠગ કે

લુટારૂ ન હતો. પણ પદ્મણીના મોહે તેના હૃદયપર એવો હુમલો કર્યો કે હતો આજે તે કેટલાંક નામીચા લુટારૂઓ સાથે ફરી કાવત્રાં રચી રહ્યો હતો. નવાબ સાહેબના નોકર બુધ્ધ્યાનો વહેમ ખરો હતો. તે તેજસીંહજ હતો, જે સાવધાન અર્થે અશોક ભૂવન છોડી કાળીના મંદીરમાં આવી રહેવા લાગ્યો હતો. નવાબ સાહેબના સુચવ્યા પ્રમાણે બુધ્ધ્યો છ વાગાથીજ મંદીરને બારણે આવી બેઠો, કોઇ નવેક વાગ્યાને શુમારે તેજસીંહ સાધુના વેષમાં આવતો દુરથી જણાયો.

તેજસીંહે પોતાના મોં પર એક જાતનો ઝીણો અને મેલો પડ ચઢાવ્યો હતો. ચ્હેરા પરના તમામ બાલ મુંડી નાખવામાં આવ્યા હતા. પણ બુધ્ધ્યાની ચાલાક દૃસ્ટિ તેને ચુકી નહી અને છેવટે તેણે ઓળખીજ લીધો કે એજ તેજસીંહ છે.

ફક્ત ઓળખવુંજ હતું. ઓળખીને તરત મકાન તરફ વળ્યો તેજસીંહ મંદીરમાં દાખલ થઇ, ચામડું અને લોટો બાજુમાં મુકી કમ્મર સીધી કરવા માટે ભોંય પર ચત્તો આળોટયો. થોડીવાર પછી બીજા બે સાધુઓ મંદીરમાં દાખલ થયા જેમને જોઈ તેજસીંહ બોલ્યો.

"કેમ આજે તમે નક્કી કરેલી જગાએ મળ્યા નહી? ક્યાં ગયા હતા?"

"વાત એમ બની" એક સાધુએ કહ્યું "કે જ્યારે અમે પદ્મણીના બંગલા નીચે પહોંચ્યા ત્યારે ભીંતની પાછલી

બાજુએ કોઇ બે પુરૂષો ઉભેલા દેખાયા જેઓ અમારા ધારવા પ્રમાણે જોકર અને મહાદેવ હતા."

"હેં એ? જોકર અને.......એ....મહાદેવ?? તેઓ ત્યાં ક્યાંથી....તમે બરોબર જોયા."

"બરોબર તો નહી પણ અમને શક છે. જ્યારે અમે તેઓને જોયા કે તરત ત્યાંજ થોભી ગયા. થોડીવાર પછી બન્ને અદ્રશ્ય થઇ ગયા જેથી અમે મોટા બારણા તરફ વળ્યા. ત્યાં પહોંચતાંજ એક માણસ ભીંત સાથે સંતાઇને ઉભેલો જણાયો, ન કહી શકાય કે તે જોકર હતો કે મહાદેવ."

"વારૂં (વધુ ધ્યાન દઈને) પછી શું થયું?"

"પછી અમે સંતાઇને આ તમાશો જોવા લાગ્યા થોડીજ વારમાં એક મોટર બારણા પાસે આવી ઉભી. ડ્રાઈવર વારંવાર ઘડીઆળ જોઇ રહ્યો હતો કે થોડીજ પળોમાં કોઈ બે શખ્સો એક વ્યકિતને ઉંચકી લાવ્યા, અને મોટરમાં નાખી પસાર થઈ ગયા. વ્યકિત કોણ હતી તે તો અંધારાને લીધે ન ઓળખાઈ પણ નીચે લટકતા ચોટલા પરથી અનુમાન થાય છે કે તે કોઇ સ્ત્રીજ હતી."

તેજસીંહ—સંભવીત છે કે તેઓ પદ્મણીનેજ લઇ ગયા હોય?

"તે અમારાથી ન કહેવાય. (વિચારીને) પણ આવી રીતે પદ્મણીને લઇ જવામાં તેઓનો હેતુ શો? અને તે શિવાય જોકર

નવાબ સાહેબના વેષમાં રાજા સાહેબના ખાસ મિત્ર જેવો રહે છે."

"તે વાત ખરી છે. પણ જોકરની ચાલબાજીથી કોઈપણ વાકેફ થઇ શકતું નથી. આમાં જરૂર કોઇ ભેદ છે. હવે આ વાતની તપાસ કરવા માટે અમને એક કામ બીજું વધી ગયું. અને જો કદાચ નવાબ અને રાજા વચ્ચે ખરેખરજ પુટફાટ થઇ હશે, તો અમારે નકકી માની લેવું જોઇએ કે આપણી સંપૂર્ણ ફતેહ થઈ ગઇ."

બીજો સાધુ—હા એ પણ માનવા જેવું છે વીહારીચંદે કદાચ તેને ઓળખી લીધો હશે કે નવાબના વેષમાં જોકર લુટારૂજ છે.

"તેમ થવું મુશ્કેલ છે. છતાં જો તેઓની ફુટફાટનું એજ કારણ હશે. તો આપણો પ્રોગ્રામ આપણને બદલવો પડશે તમે કાલે પહેલા રાજા સાહેબના બંગલાપર જજો. અને ત્યાર પછી રાણી પદ્મમણીને મકાને જઈ તેની તપાસ કરજો હું નવાબ મુન્સિફઅલીને મકાને જઇશ અને જોઇશ કે તે પોતાના અસલ વેષમાં જાહેર થઇ ગયો છે કે નહી. અથવા તેના પ્રોગ્રામો કયાં કયાં છે."

આટલી વાતચીત પછી તેઓ આરામ લેવાને આડા પડયા.

# પ્રકરણ ૬ ઠું.



## સિંહોનો મુકાબલો.

સવાર થતાંજ તેજસીંહના અનુયાયીઓ સોદાગરોનો વેષ ધારણ કરી રાજા વિહારીચંદ્રના બંગલે પહોંચી ગયા, જેઓને જોતાંજ રાજાએ સવાલ કર્યો?

"કેમ આવવું થયું?"

"નામદાર, રાજા વિહારીચંદ્ર આપજ છો કે?"

"હા શું કામ છે?"

"સાહેબ અમે સોદાગર લોકો છીએ અને આપનું નામ સાંભળી કંઇ આશાએ હાજર થયા છીએ."

"તમારી પાસે કઇ જાતનો માલ છે?"

"નામદાર દરેક જાતનું કાપડ જેમકે રેશમી સુતરાઉ, ગરમ, શાલ, ગાલીચા વિગેરે."

"વારૂં સવારે હાજર કરજો."

"બહુ સારૂં. (જરા વિચારીને) નામદાર બીજા કોઇ માલદારનું ઠેકાણું બતાવવાની મહેરબાની કરશો તો ઉપકાર થશે. અમે ત્યાં પણ હાજર થઇ શકીએ."

"હા અહીં નજીકમાંજ એક રાણી સાહેબ પણ રહે છે."

"તો શું અત્યારે તેઓ નામદાર અહીંજ રહે છે ?"

"હા તે હંમેશ અહીંજ રહે છે"

"બહુ સારૂં સરકાર, કાલે અમે હાજર થઇશું."

એટલું કહી બન્ને સોદાગરના પુત્રો પલેઝર પાર્કમાંથી નીકળી રાણી સાહેના બંગલા તરફ રવાના થયા તેઓના જતાંજ રાણી સાહેબના પહેરેગીરે રાજાને આવી કહ્યું.

"નામદારશ્રી રાતથી રાણીજી ગૂમ થયાં છે."

રાજા–(આશ્ચર્ય પામી) હેં એં........? ક્યારથી ??

"સરકાર શું કહું રાત્રે હું પહેરો ભરી રહ્યો હતો કે એકાએક કોઇ કદાવર પુરૂષે આવી મને મજબુત બાંધી દીધો. એક માણસ વધુ હતો તે કોણ જાણે કયે રસ્તે હું ધારૂં છું કે છત પરથી અંદર જઇ ચુકયો હતો. થોડીવાર પછી તેઓ રાણીશ્રીને ઉંચકી મારી સામેથી પસાર થયા.

રાજા—(કંઇ સમજીને) પછી ?

પહેરેગીર—સવારે રંભાએ આવી મને છોડવ્યો.

રાજા–તો રંભાને પણ ખબર ન હતી કે ?

"તે અને કમળા બંન્નેને બેભાન કરવામાં આવી હતી."

"ઘણી આશ્ચર્યની વાત. વારૂ તમે જાઓ હું પોતેજ આવીને તપાસ કરૂં છું."

પહેરેગીર ચાલ્યો ગયો અને નકલી રાજા એજ ગુંચવણમાં પડયો રહ્યો કે 'રાણીને કોણ ઉંચકી ગયું.

નવાબ સાહેબને શું પડી હતી કે તે તેને લઇ જાય? કદાચ તેજસીંહ ઉપાડી ગયો હશે. આ તેજસીંહ કોણ છે? આ માણસ વિષે પહેલાં પણ મને રાણીને પુછવાનું કહેવામાં આવ્યું હતું.........આજે જરૂર નવાબ સાહેબને પુછીશ. પણ અત્યારે જવું ક્યાં?"

છેવટે પહેલાં રાણીનેજ બંગલે જઇ તપાસ કરવાનું નક્કી કરી રાજા સાહેબ કપડાં બદલી નીકળ્યા, ત્યાં જઈ જુએ છે તો રંભા અને કમળા રડી રહી હતી. ચાકરો તમામ ઉદાસ દેખાઇ રહ્યા હતા જેથી પુછયું. "કેમ? હજુ પત્તો નથી?? કોઇ આવ્યું હતું કે???"

"હા સરકાર" રંભાએ ધ્રુસકાં લેતાં કહ્યું. "બે સોદાગરો આવ્યા હતા."

"તેઓને મેંજ મોકલ્યા હતા. હું તો રાતની વાત પુછું છું."

"હા રાતે પુષ્પાવતી આવી હતી. જેની સાથે રાણી સાહેબે પોતાના ઓરડામાં કેટલાક વાતો કરી હતી."

"પુષ્પાવતી કોણ?"

"શું પુષ્પાવતીને આપે નહીં મોકલેલી?"

"(જરા વિચારીને) ના..."

"(ગુંછવાઇને) આ પણ અજબ બનાવ છે! અમોએ તો એમ સાંભળ્યું હતું. કે આપેજ તેને મોકલી હતી."

"ના...મેં તો તેનું મોઢુંએ જેયું નથી. લાગે છે કે

આ તેજસીંહનુંજ કામ છે. અને તેજ રાણી સાહેબને લઇ ગયો છે."

"તેજસીંહને તો હું સારી રીતે ઓળખું છું." રંભાએ ખુલાસો કર્યો. "તે કોઇ અન્યજ હતો. પુષ્પાવતીને તેજસીંહ કેવી રીતે મોકલી શકે છે?"

"લાલચ ખરાબ ચીજ છે. કંઈ આપવાનું કહ્યું હશે!"

"નામદારશ્રી. જો એ પણ માની લઇએ તોએ રાણીજીને લઇ જનાર પુરૂષ તેજસીંહ ન હતો."

"તેજસીંહ પોતે ન હશે. તેના માણુસો હશે?"

"તે વિષે હું કંઇ કહી શકતી નથી મને તો તે..."

"કેમ? કેમ? શું તે શું???"

"મને તો, આપ નારાજ ન થાઓ તો તે નવાબ....નવાબ."

"(જલ્દીથી) નવાબ સાહેબ? કદી નહી તેઓને આ પ્રમાણે લઈ જવાની શી જરૂર હતી?"

"મેં તો મારો વિચાર જણાવ્યો તે પોતે નવાબ સાહેબ ન હશે તો તેમના ચહેરાને મળતો બીજો કોઇ હશે."

"કોઇતો હશેજ. પણુ નવાબ સાહેબ તેમ કરી શકતા નથી. વારૂ ગેલી પુષ્પાવતી કયાં રહે છે?"

રંભા—(આશ્ચર્યથી) આ શું ફરમાઓ છો? શું પુષ્પાવતીને આપ નથી ઓળખતા, તેજ આપની પકેલી દાસી?"

રાજા—(શરમાઇને વાત ફેરવતા) ઓહ તે પુષ્પાવતી? ...શું...તે અહીં આવી હતી?

"ત્યારે આપ કંઇ સમજ્યા ?"

"હું સમજ્યો કોઇ બીજી હશે. તે કોની જાળમાં સપડાઈ કમબખત ?"

"એટલા માટે તો હું કહું છું કે નવાબ સાહેબેજ આ કામ કર્યું છે."

"ઘણી આશ્ચર્યની વાત ? વારૂં હમણાંજ તેમને પુછી જોઉં છું." એટલું કહી રાજા સાહેબ ત્યાંથી મોટરમાં સવાર થઇ નવાબ સાહેબના મકાને આવ્યા. નવાબ સાહેબ ઉંડા વિચારમાં સામે મુકેલી નાની ટેબલ પર બન્ને કોણીઓ ટેકી સીગરેટનો ધુમાડો કાઢી રહ્યા હતા. રાજા સાહેબને જોતાંજ તેઓ બોલી ઉઠયા.

"કેમ રાજા સાહેબ, કેમ આવવું થયું ? શું પદ્મમણીની તલાશ છે કે ?"

"શું કહું સાહેબ વાત એ...."

"કહો, કહો, તમને જે કંઇ કહેવું હોય તે વિના સંકોચે કહો."

"સાહેબ જો કે આ ઇજજત આપેજ મને બક્ષી છે છતાં, રાજા વિહારીચંદ્રનો પાર્ટ ભજવવામાં આ સઘળી કાળજી રાખવી પડે છે."

"તમને તે દીવસો તો યાદ હશે કે જ્યારે તમે આવા કાર્યોથી ધ્રુજતા હતા."

"કેમ નહી સરકાર હું મારા તંગીનાં દીવસો કદી

ભૂલનાર નથી."

"ભલે હું તમારાથી ખુશ છું કે તમે ઘણીજ હોશીઆરીથી તમારો પાર્ટ બજવી રહ્યા છો. સાંભળો! પણ પહેલાં ઉઠીને જુઓ કે કોઇ સાંભળતુ તો નથી? (રાજા જોવા ગયો નવાબ બોલ્યો)........કેમ કોઇ છે??........ ....કેમ તમે બોલતા નથી???"

"સાહેબ મને કોઇનો વહેમ થયો છે."

"સબર હું આવીને જોઉં છું." આટલું કહી નવાબ પોતે ઉઠયો અને ઉપર નીચે આજુ બાજુ સઘળે જોયું પણ કોઈ ન દેખાવાથી ફરી પોતાની જગાએ બેસતાં ધીમેથી રાજા પ્રત્યે કહ્યું.

"જુઓ પદમણીને હુંજ લઇ આવ્યો છું. અને તે એટલાજ માટે કે મેં સાંભળ્યું છે, કે તેજસીંહ હજુ અહીંજ છે. માટે પદ્માણી અને તેજસીંહનું એક બીજાથી મળી જવું અમારા માટે નુકશાન કર્તા છે તેથીજ પદમણીને અહીં આણી છે. તમે ગમે તેવી જીદ છતાં એમજ જાહેર કરો કે "પદમણીને તેજસીંહજ ઉંચકી ગયો છે"........વારૂં બીજું કંઇ પુછવું છે?"

"બીજું તો શું પુછવું હોય? હા એટલું જણાવવું છે કે આજે કોઇ બે સોદાગરો બંગલા પર આવ્યા હતા."

"તેઓ પાસે કઇ જાતનો માલ હતો?"

"માલ કાંઇ ન હતો, ફક્ત રાજા સાહેબનું નામ

સાંભળીને આવેલા હતા."

"(જરા વિચારકરીને) પછી તમે શું કહ્યું?"

"સવારે તેઓને માલ લઇને આવવા કહ્યું છે. બીજા કોઇ માલદારનું નામ પુછતાં, મેં રાણી સાહેબનો પતો આપ્યો હતો."

"પછી ત્યાં તેઓ ગયા હતા કે?"

"હા ગયા હતા રંભા કહેતી હતી"

"(વિચાર કરીને) વાહ ઠીક થયું, તમે તેઓને તેજસીંહનીજ ખાત્રી કરાવો, આ સોદાગરો પણ તેનાજ માણસો હોવા જોઇએ. તમે તેજસીંહને ન ઓળખતા હશો?"

"ના સાહેબ, ફકત નામ સાંભળ્યું હતું."

આટલી વાત કર્યા બાદ રાજા, નવાબની રજા લઇ પોતાને મકાને આવી ગયા. તેમના ગયા પછી થોડીજવાર બાદ એક લાંબા ઉંચા કદના દેખાડવા વ્હેરાના ગૃહસ્થે અચાનક રીતે નવાબ પાસે આવી એક સાધારણ સલામ કરી, બાજુની ખુરશી તાણી બેસી ગયો. નવાબ સાહેબ તેની આ હીંમત જોઇ અચંબો પામ્યા, પણ તરતજ કળા ગયા કે આવી હીંમત ભરી રીતે આવનાર કોઇ પોલીસ અમલદાર હશે, યા તો તેજસીંહ પોતેજ હશે. લગભગ બેએક મિનીટ પછી આવનાર શાંતીનો ભંગ કરતા બોલ્યો.

"તમે મને આવી રીતે બેપરવાઇથી આવેલો જોઇ જરૂર આશ્ચર્ય પામ્યા હશો, પણ માફ કરજો હું એવોજ

ઉમ્ધત માણુસ છું.”

નવાબ—આપ આપના નામ અને રહેઠાણુથી મને વાકેફ કરી શકશો ?

“નવાબ સાહેબ, હું નામ બતાવવાને લાચાર છું, અલબત એટલું કહીશ કે હું અહીંનો રહેવાસી નથી.”

“ત્યારે શું આપને પોલીસ ખાતાથી કઇ સંબધ છે ?”

“હું એ પણ જણાવી શકતો નથી કે મારો નિર્વાહ શા પર ચાલે છે.”

“મને ઘણો અફસોસ થાય છે, કે તમે રજા વગર અહીં આવવાની હીંમત કરી.”

“કેટલીક વખત એમજ કરવું છે.”

“ના તેમ કરવામાં હલકાઇ થશે.”

“કદી નહી એક માણુસ સભ્યતાને તજ્યા બાદ ગૃહસ્થાઇથી કદી પણ બાતેલ થઇ શકતો નથી.”

“વારૂં ? અત્યારે તમને એવી શી જરૂર પડી હતી ?”

“મને ખબર મળી છે કે પદમણી તમારી પાસે છે ?”

“નવાબ-(ચમકીને) આથી મતલબ ?

પુરૂષ-મતલબ મારા કરતા આપ વધુ સમજો છો.

“ના સાહેબ, ફકત નામ સાંભળ્યું હતું.”

નવાબ—(ઉઠીને) હું નથી સમજી શકતો કે તમે શું કહેવા માંગો છો ?

પુરૂષ—(સાથેજ ઉઠીને અને નવાબના ખભા પર હાથ

ઠોકીને) નવાબ સાહેબ ગભરાઓ નહી. બેસી જાઓ. એક બહાદુરો અને શુરવીરોના નામીચા સરદારને આવી ઉતાવળ ન શોભે.

નવાબ—( વધુ આશ્ચર્યતાથી ખુરશી પર એક પગ મુકીને અને આવનારના મોં તરફ ધ્યાનથી જોઇને) હું કોણ ! તેજસીંહ ??

"હા સરકાર, તેજસીંહ ! સેવક જીવ હથેલી પર લઇને હાજર થયો છે."

"તેજ ! જ્યારે તમને એટલી ખબર છે કે જોકર કોઇને પણ વગર વાંકે મારવામાં પોતાની બહાદુરી સમજતો નથી. ત્યારે તમે આવી રીતે આવવામાં શી બહાદુરી કરી ?"

"ચાલો હશે ? મને હવે પદ્મણી સાથે મળવા દો હું ઉપકાર માનીશ."

"આમાં કાંઇ શક નથી કે પદ્મણી અમારીજ પાસે છે. પણ તેને દેખાડવાથી અમારો પ્રોગ્રામ રદ થઇ જાય છે. અને તેથીજ અમે તેને તમારી સાથે મેળવી શકતા નથી."

"જોકર જુઓ ! મારી અરજ કબુલ કરો. હું પણ કંઇ દરજ્જો રાખું છું. જો તમે નવાબ છો, તો હું પણ રાજા છું. અને એક રાજા તમારો ઉપકૃત થવા માંગે છે."

"તેજ, આ બહાદુરોને ન શોભે ! કે તેઓ એક અબળા માટે પોતાની આબરૂ અને ટેકને પણ ભોગ લગાડે."

"જોકર, એ ખરૂં છે. પણ જીવની વાચારી મદને

પણ ના મર્દ બનાવે છે. પ્રેમની જ્વાળા પોલાદી જીગરને પણ મીણ સરખું કરી દે છે."

"પણ હૃદયની વાત પર કાબુ ન મેળવવો એ કાયરોની નિશાની છે. જ્યારે તમે મનોવાસના પર કાબુ મેળવી શકતા નથી. ત્યારે શા માટે બહાદુરોનો દાવો કરો છો? એક નાશવંત ચીજની ટુંક સમયની બહાર પર તમે એટલા બધા મોહીત થઈ ગયા છો કે સદા જીવનારી અમર બહાદુરીને પણ ભૂલી ગયા?"

"જોકર! જો કે હું કહી ચુકયો છું કે હું લાચાર છું" છતાં એકવાર ફરી તેજ કહું છું."

"હું માનું છું કે તમે લાચાર છો. પણ પદમણીને કેવી રીતે લાચાર કરી શકશો?"

"તે હું કેવી રીતે કહી શકું? જ્યાં સુધી તેના મનની વાત મારા જાણુમાં ન આવે?"

"તેજ! તમને માનવું પડશે કે પદ્માણી તમને નથી ચાહતી."

"(ઉદાસ વજનમાં) ભલે, હું મારૂં દીલજ થંડું કરીશ."

"કેવી રીતે?"

"તે કહેવાને હું લાચાર છું."

"અને એજ કારણ છે કે અમે પણ પદ્માણી સાથે તમને મેળવી શકતા નથી."

"શું એ સંભવીત છે?"

"કેમ નહી, અમારી પાસે કઈ વાત સંભવીત નથી ?"

"જોકર હું તમને ઓળખું છું. અને તમે મને પણ ઓળખતા હશો ?"

"તેજ ! આ મુલાકાતથી પૂર્વે તમને હું બહાદુર સમજતો હતો પણ અત્યા..............

" (વાત કાપીને) અત્યારે શું તેજસીંહ ન રહ્યો ? મારા બાંધામાં શું તે જોર ન રહ્યુ ? શું મારૂં મન તે..............???"

" (વાત કાપી) બસ કરો તેજ ! જે દીલ પર ગર્વ હતો તે દીલજ હવે ન રહ્યુ."

" તે કેવી રીતે ?"

" તમે જોઈ શકો છો. કે તમારૂં દીલ પદ્મણીના વિચારોથી કેટલું બધું નબળું થતું જાય છે."

હવે તેજસીંહ ચકરાયો અને ઉઠીને આમ તેમ આંટાં મારવા લાગ્યો. નવાબ ઝટ બારણાં તરફ ગયો અને બારણું રોકી ઉભો રહ્યો.

અત્રે એટલું જણાવવું પડશે કે જો આ વખતે જોકર ચાહતે તો બારણું બંધ કરી તેજને ઘેરી શકતે, પણ નહી. બહાદુરો હંમેશ બહાદુરોની ઇજ્જત કરે છે. ખરી રીતે જોકર તેજસીંહનો કદરદાન હતો. પણ પરાણે તેને એક અબળાના પ્રેમમાં સપડાએલો જોઇ તે નારાજ હતો. થોડી-વારની શાંતી પછી જોકરે કહ્યું.

"તેજસીંહ બેસી જાઓ. જરા કંઇ વિચારી જુઓ અને ફરી તમારા પ્રોગ્રામને એકવાર બારીકીથી તપાસી જાઓ."

"જોકર મારે ખાતર તમે તમારો પ્રોગ્રામ નથી બદલી શકતા ?"

"હું ધારૂં છું કે તમે ભૂલો છો !"

"હું ફરી તમને સમજાવું છું કે પદ્મણીને મારાથી મેળવી આપો. નહી તો........"

"નહી તો શું થશે ?"

આ સાંભળતાજ તેજસીંહ ક્રોધમાં ધ્રુજવા લાગ્યો અને એકદમ જોકર પર કુદયો પણ તરતજ જોકરે તેને એકદમ ઉલ્ટો ધકકો માર્યો અને તરતજ સિટી વગાડી.

તેજ પળે મહાદેવ અને બીજા માણસોએ આવી તેજસીંહને પકડી લીધો તેણે ગુસ્સામાં કહ્યું.

"જોકર આ બાયલાપણું છે. બહાદુરો કદી એવું નથી કરતા."

"બેશક બહાદુરો એવુંજ કરે છે, કે જેવી રીતે તેં કર્યું. જો તારા દીલને પદ્મમણીએ આવો નિર્બળ ન બનાવ્યો હોત તો કદી પણ તુ મારી સાથે આવી રીતે ન વર્તયો હતો. મને આજે એ પણ માલમ પડયું કે અંતઃકરણને મગજ સાથે પણ સંબંધ છે. તેજસીંહ હવે તારૂં મગજ પણ ઠેકાણે રહેવા પામ્યું નથી (બળદેવ પ્રત્યે) જાઓ એને બીજા ભોંયરામાં કેદ કરો, હા જુઓ આખર

તે પણ એક સરદાર છે. તેના ખાવાપીવા અને ઓઢવા પાથરવાની સારી કાળજી રાખજો."

બળદેવ તેને લઇ ચાલ્યો ગયો. અને આવી રીતે તેજસીંહનો સઘળો પ્રોગ્રામ નોકરની કેદે રદ બાતલ કરી નાંખ્યો.



# પ્રકરણ ૭ મું.

## "કુલિનસિંહ."



વાયદા પ્રમાણે આજે ફરી અમરસીંહ નવાબ સાહેબ પાસે આવી ઉભો. તે પોતાના કાકાના છોકરા કુલિનસીંહ પાસેથી તેની તમામ મીલ્કત ગમે તે ભોગે પણ પડાવી લેવા ચાહતો હતો. અદેખાઇ અને ઈર્ષ્યાએ તેને એટલો બધો અંધ બનાવી દીધો હતો કે તે પોતાના નિર્દોષ પિત્રાઈનું પણ વિના સંકોચે ખૂન કરાવવા તૈયાર થઇ ગયો. અને એજ કારણ છે કે તે નવાબ સાહેબ પાસે વારંવાર ફેરાં ખાઇ રહ્યો હતો.

જ્યારે બીજી તરફ કુલિનસીંહ શાંતી અને સુલેહ પસંદ હતો. તે નહોતો ચાહતો કે એક ક્ષણીક સંપતી ખાતર પોતાના વડીલ સાથે નકામી દુશ્મની કરે. અને એજ કારણ હતું કે તે અત્યારે પણ અમરસીંહને

ઘણું ખરૂં આપવા તૈયાર થયો હતો. પણ કમનસીબીએ તેને તેટલાથીએ સંતોષ ન હતો.

નવાબ સાહેબ આરામ ખુરશી પર પગ લાંબા કરી એકાદ ચોપડીને જોઈ રહ્યા હતા. અમરસીંહના આવતાજ તેઓ ચોપડી બંધ કરી ખુરશી પર બેઠા થઇ ગયા અને સીગરેટ કેસમાંથી એક સીગરેટ કાઢી સળગાવતા બોલ્યા.

નવાબ—સરદાર સાહેબ ફરમાવો, શો હુકમ છે?

અમર—તેજ કે જે વિષે હું પહેલા અરજ..........

નવાબ—( વાત કાપી ) હા મને યાદ છે. પણ જુઓ, જ્યાંસુધી હું કુલિનસીંહની હાલતથી પણ વાકેફ ન થઇશ ત્યાં સુધી કંઈપણ કરી શકીશ નહી. એકવાર તેની મુલાકાત લીધા પછી ગમે તે પ્રકારના વાયદા માટે હું તૈયાર છું.

અમર—પણ આપને પક્ષ તો મારોજ લેવાનો છે ને?

નવાબ—તેનો મારી પાસે, સવાલ નથી, જે માણસ દયા ખાવા જેવો હશે, તેનોજ પક્ષ લેવાશે, પછી ભલે તમે હોવ કે તે.

અમર—પણ હું આપને ખાત્રી આપું છું કે મારી હાલત દયા ખાવા જેવી છે. અને તે શિવાય હું કુલિન કરતાં આપની પાસે પહેલાં આવ્યો છું.

નવાબ—સરદાર સાહેબ મને વધુ વાત કરવાની ટેવ નથી, હું કહી ચુકયો છું કે જ્યાં સુધી કુલિનસીંહના વિચારો હું જાણીશ નહી ત્યાં સુધી તમારા માટે કાંઇ પણ કરી શકીસ નહી.

અમર—ત્યારે કહો, ફરી કયા દીવસે આઉં ?

નવાબ—( બુમ મારી ) મહાદેવ.

મહાદેવ—( હાજર થઈ ) બોલો સરકાર.

નવાબ—આજે કોઈ જરૂરી કામ છે કે ?

મહાદેવ—( વિચારીને ) ના સરકાર.

નવાબ—( અમરને ) વારૂ સરદારજી હું આજેજ કુલિનને મળી આવીશ.

અમર—ત્યારે હું કાલે આઉં કે ?

નવાબ—નહી, આજેજ રાત્રે તમને જવાબ મળી જશે.

"વારૂં ત્યારે રાતે હાજર થઈશ." એટલું કહી અમર ચાલતો થયો. તેના ગયા પછી નવાબ બાજુની નાની ટેબલપર સીગરેટ મૂકી તેજ ચોપડી ઉંચકી જોવા લાગ્યા. થોડીવાર પછી, કંઇ યાદ આવતાં ચોપડી બંધ કરી મહાદેવને બોલાવીને પુછ્યું.

"મહાદેવ મોટર તૈયાર છે કે ?"

મહાદેવ—નાજી. કેમ કયાં જશો ?

નવાબ—સરદાર કુલિનસીંહના મકાને.

મહાદેવ—તેનું મકાન આપે જોયું છે !

નવાબ—ના, પણ સંભળાય છે કે તે બાજુનીજ ગળીમાં રહે છે.

મહાદેવ—ત્યારે તો............

નવાબ—(વાત કાપી) પગે જઇ શકું છું છતાં પોઝી-

શન રાખવું જોઇએ, ડ્રાઈવર નથી કે શું?

મહાદેવ—મને ખબર નથી. હમણાં જોઇ આવું છું હશે તો મોકલી આપીશ.

એટલું કહી મહાદેવ ડ્રાઇવરની કોઠડી તરફ ગયો જ્યાં ડ્રાઇવર ઘસઘસાટ ઉંઘી રહ્યો હતો. મહાદેવે તેને જગાડી મોટર તૈયાર કરવાનો હુકમ આપ્યો. તેટલી વારમાં નવાબ સાહેબ પણ મુલાકાતનો સુટ પહેરી હાથમાં હેન્ટર લઇ બહાર નીકળી પડયા મોટર તૈયાર થઇ ચુકી હતી. જેમાં નવાબ જઇ બેઠા થોડી વાર પછી કુલીનના બારણા આગળ મોટર આવી ઉભી. પહેરેગીરે પ્રતિષ્ઠિત પરોણા સમજી કુલિનને ખબર આપી. કુલિન ઝટ તેને આવકાર આપવા બારણા પર આવી ઉભો. જ્યાં તેણે પોતાની સભ્યતાનો સારો દાખલો આપ્યો. નવાબ મુન્સિફલીના મન પર કુલિન· સીંહની આ વર્તણુકની સારી છાપ પડી. જેથી ઘરમાં દાખલ થતાંજ તેઓ એક ખુરશી પર જગા લેતા બોલ્યા.

નવાબ—હું તમારી આવી વર્તણુકનો આભારી થયો છું. જો કે તમે મને ઓળખતા નથી. છતાં આવી ઉત્તમ વર્તણુકથી તમારી ગૃહસ્થાઇનો દાખલો મળ્યો છે.

કુલિન—હું ઘણો ખુશ થયો કે આપે મુજ રંકની ઝુંપડીને પોતાની પધરામણીથી શોભાયમાન કરી. ઘરધણીની ફરજ છે કે તે પોતાના પરોણાની પૂરેપુરી આગતા સ્વાગતા કરે.

નવાબ—પણ આવાં વિચારના લોકો ઘણાંજ ઓછા હોય છે.

કુલિન—ખરી રીતે હું પણ તેવાજ લોકોમાંથી છું જતાં મારો એવો વિચાર છે કે જે માણસ ચાલીને બીજાને મકાને જાય છે તે ઈજ્જત આપવાને લાયક હોય છે.

નવાબ—તમારી વર્તણુંક કરતા તમારી કાબેલીયત માટે હું વધુ મગરૂર છું.

કુલિન—આ તમારા ડહાપણુ અને બહાદુરીના દલીલ છે. હા ફરમાવો સેવક કયા હુકમને લાયક છે.

નવાબ—મને કોઈ પણ કામની જરૂર નથી. અલબત આપ સાથે થોડી વાતચીત જરૂર કરીશ.

કુલિન—ભલે હું એ જાણી વધુ ખુશ થઇશ કે આપ મારા મકાનેકી સપૂજ ગયા.

નવાબઃ—મારે એ પુછવું છે, કે સરદાર અમરસીંહને આપ સાથે શો સંબંધ છે?

કુલિન—સરદાર અમરસિંહ મારા કાકાના છોકરા થાય છે. મારા દીલમાં તેઓ માટે માન છે. કારણુ તેઓ મારાથી મોટા છે. અલબતા દુન્યા અને સંપતીની બેવકુફી-ભરી લાલચે તેઓને મારાથી વિરૂદ્ધ કરી દીધા છે. મેં અનેક વખત તેઓને સમજાવ્યું પણ દુર્ભાગ્યે તેઓએ એકકે ન માન્યું, અને હવે સાંભળવામાં આવ્યું છે કે તેઓ અદાલતી દબાણુ નાખી મને વધુ લાચાર કરવા માંગે છે.

નવાબ—અફસોસ છે કે તમારો આવો સ્વભાવ છતાં તેઓ વિરૂદ્ધ છે.

કુલિન—મેં કહ્યું તો ખરૂં કે આમાં તેઓનો કોઇ વાંક નથી. વાંક મારી બદ કીસ્મતીનો છે. ધન દોલત કે જમીન જાગીર મને ભાઇ કરતા વધુ નથી. હું તેઓને કહી ચુકયો કે મને ફકત તમારા કરતા અર્ધીજ મીલ્કત આપો અને તે પણ એટલાજ માટે કે હું મારૂં ગુજરાન કરી શકું.

નવાબ—તે પર પણ તેઓ રાજી નથી?

કુલિન—શું કહું તેઓનો તો એ વિચાર છે કે મારી પાસે મરણ જીવનના ઉપયોગ જેટલું પણ ન રહે.

નવાબ—આ તેઓની ભૂલ છે. તેઓને જોઇએ કે તેઓ પોતાની મહેરબાની અને ઉદારતાથી પોતાની વડીલ-પણાની દલીલ રજુ કરે.

કુલિન—ભલે ઇશ્વરેચ્છા, હું શું કહી શકું છું. હા જો તેઓ મારા પર દાવો કરશે તો લાચારીએ મારે પણ જવાબ આપવોજ પડશે. જો કે મારી ઇચ્છા તો મોટાભાઇ સામે એ પ્રકારની પણ ન હતી.

નવાબ—ખરેખર આ તમારી ગૃહસ્થાઇ છે. અમર-સીંહે આમ ન કરવું જોઇએ.

કુલિન—શું હું આપને એ પુછવાની હીમ્મત કરી શકું છું કે આપ અમરસીંહને કયારથી ઓળખો છો?

નવાબ—મને તમારા જેવા ભોળા અને મદદગુણ આદમી સમક્ષ જુઠું બોલતા શરમ આવે છે. હું તેને ઓળખતો ન હતો. પણ તમારા લીધેજ મારી તેની ઓળખાણ થઇ છે.

કુલિન—(આશ્ચર્યથી) હેં મારા લીધે ! તે કેવી રીતે ?

નવાબ—વાત અસલ એ છે કે તમે તેઓને જેટલા વિરૂદ્ધ સમજો છો, તેટલાજ તેઓ વિરૂદ્ધ નથી. બલ્કે તે તમારા ખૂનના પણ તરસ્યા છે. અને મારી પાસે પણ તેઓ એટલા માટેજ આવેલા કે હું તેઓના આ ધિક્કારપાત્ર કામમાં મદદરૂપ થઇ પડું. પણ અહો ભાગ્ય કે મેં હજુ સુધી આ કાર્યનો વાયદો કર્યો નથી.

કુલિન—વાયદો ન કરવાનું કારણ ? જ્યારે આપ મને ઓળખતાજ ન હતા ત્યારે વાયદો ન કરવાનું કારણ શું ? ?

નવાબ—એજ કારણ છે કે જો હું તમને ઓળખતો હોત તો તેજ સમયે હા કે નાનો જવાબ આપી ચુકયો હોત. તમારાથી વાકેફ થવા માટેજ હું તમારી પાસે હાજર થયો હતો. અહીં આવી હું તમારી સભ્યતા પ્રમાણીકતા અને ગૃહસ્થાઇનો વખાણી થયો છું આપ બેફીકર રહો જ્યાં સુધી હું આ દુનિયામાં જીવતો છું ત્યાં સુધી તમને કોઇ આડી નજરથી પણ જોઇ ન શકશે.

કુલિન—હું તમારી આ દીલસોજી માટે આભાર માનું છું.

નવાબ—આભાર માનવાની કંઇ જરૂર નથી જેવી

રીતે આપે આપની ઉચ્ચતાની દલીલ આપી છે. તેવી રીતે મને પણ તેની મારા કાર્યો દ્વારા કદર કરવી જોઇએ. વારૂ ત્યારે હવે મને રજા આપો.

કુલિન—કેમ! આટલી જલ્દી! આપે હજુ તો મને મારા લાયક સેવાનો હુકમ સુદ્ધાંએ ન આપ્યો. અને વાત-ચિતમાં મને પણ ધ્યાન ન રહ્યું. જો આપ મને ખુશજ કરવા માંગતા હોવ તો રાતે મારી સાથે જમીને જજો.

નવાબ—મને આપના આ હુકમને માથે ચઢાવવામાં કશી હરકત ન હતી. પણ લાચાર છું કે આજે રાતે મને એક જરૂરી કામ કરવાનું છે. અલબત ફરી કોઇક દીવસ તમારા આ હુકમને માથે ચઢાવવામાં હુ મારૂં માન સમજીશ. (ઉઠીને) વારૂં ત્યારે.........

કુલિન—(સાથેજ ઉઠીને) ત્યારે શું જશોજ?

નવાબ—(હાથ લંબાવીને) હા હવે મને રજા આપો.

કુલિન—(સાથે જતા) વારૂ ત્યારે ચાલો.

નવાબ—(રોકતા) ના આપ તસ્દી ન લો.

પણ કુલિન બારણા સુધી છોડવા માટે ગયોજ. છેવટે મોટા બારણા પર જઇ નવાબ હાથ મેળવી મોટરમાં સવાર થઇ ગયા.

નવાબ સાહેબના ગયા પછી કુલિનસીંહને પોતાના પિત્રાઇના વિચારો માટે ઘણો ખેદ થયો. તેમજ નવાબની અચાનક મુલાકાત માટે તે મનમાં ને મનમાં ઇશ્વરનો

આભારી થયો.

મુન્સિફઅલી જેવાજ મકાનમાં દાખલ થયા કે તરતજ મહાદેવે આવીને કહ્યું.

"સરકાર આપ ઠીક મોકા પર આવ્યા."

"કેમ શું થયું ?"

"તેજસીંહ મને મારવાની ધમકી આપી રહ્યો હતો."

"શું તું એક કેદીથી બ્હી ગયો ?"

"સાહેબ બ્હીવાની વાતજ છે. તેની પાસે એક ભરેલી પિસ્તોલ છે."

"હેં પિસ્તોલ ! શું કેદ કરતી વખતે તેની ઝડતી લીધી ન હતી ??"

"ન તો આપે મને કહ્યું ને ન તો મને યાદ રહ્યું."

"ભલે કંઇ હરકત નહી. તે કહેવા શું માંગે છે ?"

"તેનું તો એજ કેહવું છે કે પન્નાલી સાથે તેને ફક્ત એક કલાક માટે મેળવી આપો."

"તેમ થવું અશક્ય છે. હવે તો મરણ સુધી તેનો વિચાર ફળીભૂત થવા ન પામશે. વારૂં જા તું તારૂં કામ કર"

મહાદેવ—ત્યાં શું કરી આવ્યા ? શું અમરસિંહનું કામ ચાલુ થનાર છે ??

નવાબ—નહી. તે તો ઘણો ભલો માણસ છે અમરસીંહ, વગર લેવેદેવે તેની સાથે દુશ્મની કરે છે. જો અમને આ બેમાંથી કોઇની પણ મદદ કરવી પડશે તો તે

ફક્ત કુલિનસિંહનીજ.

આટલી વાત કરી નવાબ પોતાના રૂમમાં આવ્યા. પોતાનો કોટ ઉતારી ખીંટીપર ટાંગ્યો, હેન્ટર બાજુની મેજ પર મૂકી ખુરશીમાં બેઠા. નોકરે આવી બુટ કાઢી સ્લીપર પગ નીચે ગોઠવી દીધા. સ્લીપર પગમાં નાખી સીગરેટ કેસમાંથી એક સીગરેટ સળગાવી તેનો ધુમાડો ઉડાવતા નવાબ સાહેબ તે ભોંયરા તરફ ગયા કે જ્યાં તેજસીંહ કેદ હતો.

## પ્રકરણ ૮ મું.




### "નવાબ કે ડાકુ."

નવાબ સાહેબને આવેલા જોઈ દરવાજાના પહેરાવાળા માન આપવા ઉભા થઈ ગયા. મુન્સિફઅલી ઓરડાની વચલી સીડીઓથી ભોંયરામાં ઉતર્યો. તેજસીંહ આ વખતે સુતેલો હતો. પિસ્તોલ તેના માથા આગળ પડેલી હતી. જો કે નવાબ સાહેબ તેને સહેલાઈથી લઈ શકતા હતા છતાં તેમ ન કરતાં તેજસીંહને જગાડીને કહ્યું.

નવાબ—તેજસીંહ, એક બહાદુર પુરૂષ, પોતાની પિસ્તોલ આવી બેપરવાઈથી કદી રાખતો નથી.

તેજસીંહ—બેશક, પણ મને ખાત્રી છે કે બહાદુરો

સુતેલા પર ઘા નથા કરતા.

નવાબ—પણ તમારી ફરજ હતી કે કેદ થતી વખતે એવાં ઓજારો અમને સોંપી દેવાં જોઇતાં હતાં.

તેજ—આ મારૂં કામ હતું કે તમારૂં? શું પોતાની ભુલનો ભાર મારા પર નાખવા માંગો છો?

નવાબ—મહેરબાનીને ભૂલ બતાવવામાં તમે ભુલ કરો છો. અમે તમારા પર મહેરબાની કરી હતી. જેનો તમે ગેરલાભ લીધો. મને મહાદેવથી ખબર પડી છે. કે મારી ગેરહાજરીમાં તમે તેને ધમકી આપી રહ્યા હતા.

તેજ—ધમકી નહી, પણ હું તેને મારી ઇચ્છાઓ બતાવી રહ્યો હતો. અને તમને પણ કહું છું કે મને ફકત એક કલાક માટેજ પદ્મણી સાથે મેળવી આપો.

નવાબ—તેજસીંહ હું! તમારી આ ઇચ્છા પૂર્ણ કરવાને લાચાર છું.

તેજ—શા માટે? તેમાં તમારો શું નુકશાન છે?

નવાબ—તમે જાણો છો કે નુકસાનની તો મને લેશમાત્ર પણ પરવા નથી. અલબત કંઇક કારણ સર હું તેમ કરી શકતો નથી.

તેજ—કારણ. સમય પર આધાર રાખે છે. અને સમય તમારા હાથમાં છે. હું તમારો કેદી છું, તેમજ પદ્મણી પણ તમારી કેદી છે. પછી કારણ કયું હોઇ શકે?

નવાબ—બસ એજ ખાસ કારણ છે કે હું તમને

એક બીજાથી મળવા દેવા માંગતો નથી.

તેજ—મને આશ્ચર્ય થાય છે કે આમાં તમારો શું લેહ છે. મને એ પણ ખાત્રી છે કે તમારા મનમાં કોઈ પણ બીની મહોબત નથી. જ્યારે મામલો એટલો સાફ છે, ત્યારે પદ્મણીને મારી સાથે ન મળવા દેવામાં તમારો ફાયદો શું ?

નવાબ—અને એજ એક વાત જો તમારામાં પણ હોત, તો હું ખાત્રીથી કહું છું કે તમે મારા કરતા પણ વધુ બળવાન હોત. હું એ પણ જાણું છું કે તમે બહાદુર છો. પોતાના શુરવિર આલાક અને બળવાન ચેલાઓના સરદાર છો. આબરૂદાર અને માલદાર છો. પણ અફસોસ કે સોચ સમજનો ભાગ તમારા મગજમાં બિલ્કુલ નથી.

તેજ—સંભવિત છે. કદાચ એમ પણ હોય, તો પણ એટલું બતાવો કે પદ્મણી સાથે તમને શો સંબંધ છે ?

નવાબ—કંઈ નહી. મને પદ્મણી સાથે લાગણી નથી તેમ દુશ્મની પણ નથી.

તેજ—તો પછી શું અમને વિખુટાજ રાખશો ?

નવાબ—જ્યારે મને સંબંધજ નથી ત્યારે તમારા મેળાપ અને વિખુટાપણાથી મને શું મતલબ ?

તેજ—તો પછી શા માટે તમે મારી ઈચ્છાથી ઇન્કાર કરો છો ?

નવાબ—તેજસિંહ તમે બેહદ બેવકુફ છો. કદાચ

તમને ખબર ન હશે કે પદ્મણી તમને ધીક્કારે છે. અને એજ કારણુ છે. કે હું તમને તેનાથી મળવા દેતો નથી. જો હું તમને તેની પાસે લઈ જાઉ તો એક આબરૂ-દાર બાઈને અપમાન કર્યા સમાન થાય છે. જો કે તે મારી કેદી છે. છતાં મારા મનમાં તેણી માટે માન છે. અને માની લો કે કદાચ હું તમારી ઇચ્છાને માન આપી પણ શકું છું તો તેની ઇચ્છાને પણ ધિક્કારી શકતો નથી. હું આશા રાખું છું કે હવે તમે સમજી ગયા હશો ?

તેજસીંહે નવાબ સાહેબના આ સવાલનો કંઇએ જવાબ ન આપ્યો. જેથી તેઓ ત્યાંથી નીકળી બાજુના ભોંયરામાં જ્યાં પદ્મણી કેદ હતી ત્યાં ગયા. પદ્મણી નવયુવાન અને ખુબસુરત ચ્હેરાની ચીવટ અને મકકમ વિચારની સ્ત્રી હતી. નવાબને જોતાંજ પહેલાં તો પોતાનું મ્હોં ઢાંકી લીધું અને પછી ઘુંમટો તાણી આડું મોં કરી બેઠી જે પરથી નવાબે કહ્યું.

નવાબ—પદ્મણી મને ખેદ થાય છે કે તમે ફકત એકજ માણુસ માટે આટલી બધી તકલીફો ઉઠાવી રહી છો ?

પદ્મણી—તો શું તમારો મતલબ એ છે. કે હું તે માણુસનો વિચાર મારા મનમાંથી કાઢી નાખું ?

જવાબ—મને તે કહેવાનો હક નથી. તેમજ હું કોઇના વિચારો બદલવાઓ નથી માંગતો.

પદ્મણી—ત્યારે આપે આ શા માટે કર્યું ?

નવાબ—એટલાજ માટે કે તમને બીજાના સંબંધથી

આવી તકલીફો ઉઠાવવી પડી એ જણાવવા હું ઇચ્છતો હતો.

પદ્મણી—અને હજુ કોણ જાણે કેટલીક.......

નવાબ—અલબત જ્યાંસુધી તેની મગરૂરી તેને નીચો ન કરશે ત્યાં સુધી.

પદ્મણી—તો પછી હું પણ શું કરૂં. પડશે તેવાં દેવાશે.

નવાબ—(વખાણતા) ખરેખર તમે ઘણીજ મક્કમ અને કદર કરવા લાયક સ્ત્રી છો.

પદ્મણી—આ તમે મારા ખોટાં વખાણ કરો છો.

નવાબ—(ગુસ્સામાં કંપીને) ખોટું બોલવું મારી પાસે ઝેર સમાન છે. તમારી પાસે આનો શો પુરાવો છે?

પદ્મણી—ફકત તમારી વર્તણુક. જો હું કદર કરવા લાયકજ હોત તો તમે મને કદી કેદ ન કરત.

નવાબ—(ઠંડો પડી) તમે પોતે તો કેદજ કરવા લાયક છો. ફકત તમારી કાબેલીયત અને મકકમતાનીજ હું કદર કરૂં છું. શું કરૂં લાચાર છું, જેવી રીતે એક નેક સ્ત્રીને પોતાના દુષ્ટ જીવનમીત્ર પતી માટે ભોગવવું પડે છે. તેવી રીતે તમને પણ વિહારીચંદ્રના ગુન્હા માટે ભોગવવું પડશે.

પદ્મણી—તમે મને એ બતાવી શકશો, કે વિહારીચંદ્ર કયા પાપ માટે તમારા ગુન્હેગાર છે?

નવાબ—આનો જવાબ અત્યારે સમય કરતા વહેલો ગણાશે. સમય આવ્યે તમે પોતેજ જાણી લેશો.

પદ્મમણી—મને આશ્ચર્ય થાય છે કે તમે મારી કદર

કરો છો. છતાં મને મારી ભયંકર ભૂલથી બચાવતા નથી ?

નવાબ—આમાં તમારી શું ભુલ છે ?

પદ્મણી—શું આ ભુલ નથી ? રખેને રાજા સાહેબમાં કોઇ એવો એબ હોય કે જે મને ભવિષ્યમાં નુકસાનકર્તા નીવડે.

નવાબ—તો શું તમે એમ ચાહો છો ? કે હું તમારા હૃદયપ્રેમ એક બીજાના મનમાંથી કાઢી નાખું ?

પદ્મણી—નહીં, આપ તેમ કરી શકતા નથી. કારણ કે આપને મારાથી કોઇ ખાસ સંબંધ નથી.

નવાબ—ત્યારે હું એ પણ કરી શકતો નથી કે તમારા હૃદયી મામલામાં કોઇ પણ જાતની ગુંચવણ ઉભી કરી દઉં ?

પદ્મણી—( ખુશ થઇ ) બેશક તમે એક આબરૂદાર બહાદુર શખ્સ છો. હું તમારી મર્દાનગીના વખાણ કરૂં છું. કોઇ સાથે લાગણી કરવી એ પણ બહાદુરીમાંજ દાખલ છે.

નવાબ—મને તમારી સાથે લાગણી છે. પણ વિહારી સાથે નહી. અને આ ઉપરથી તમે સમજી શકો છો કે તમારી અને વિહારી દરમીયાન કેટલો ફરક છે. અને તે એજ ફરક છે કે જે તમને મુસીબત આપી રહ્યો છે. તેમજ જયાં સુધી આ ફરક રહેવા પામશે ત્યાં સુધી તમને ચેન મળવું પણ મુશ્કેલ રહેશે. પણ હા મારો એ મતલબ નથી કે તમે વિહારી સાથેનો સંબંધ તોડી નાખો, અથવા મારી આ ચળવળથી તે બાબે કોઇ પણ વહેમને પોતાના મનમાં સ્થાન આપો.

પદ્મણી—હું આપની સચ્ચાઇ અને લાગણીના વખાણ કરતા એક વાત વધુ પુછવા માંગુ છું.

નવાબ—તે શું ?

પદ્મણી—વિહારીચંદ અને તેજસીંહમાં શો ફરક છે ?

નવાબ—તમે જો કે તમારા મનનો ફેંસલો મારાથી કરાવવા માંગો છો છતાં હું એટલું જરૂર કહીશ. કે તમે રાજા સાહેબના મુકાબલામાં તેજસીંહને કદીજ પસંદ કરશો નહી. આવી વાતો કરવી મારી ટેવથી વિરૂદ્ધ છે. તો પણ હું એટલું કહેવામાં અચકાઇશ નહી, કે તેજસીંહ તમને ચ્હાય છે. એટલે તે તમારાપર મોહીત છે. અને તમે વિહારી પર મોહીત છો. જેવી રીતે તેજની આંખમાં તમે ખુબસુરત અને નિષ્કલંક છો. તેવીજ રીતે તમારી આંખમાં વિહારી ખુબસુરત અને નિષ્કલંક છે. અને એજ કારણ છે કે તેજસિંહ તમારા માટે, અને તમે વિહારી માટે આ તકલીફો ઉઠાવી રહ્યા છો.

મુન્ફિઅલીના આ જવાબ આગળ પદ્મણી કંઇ બોલી શકી નહી. જાણે આ ફેંસલાપર તેને માથું નમાવવુંજ પડ્યું. નવાબ પદ્મણીને શાંત જોઈ ત્યાંથી નીકળી ઉપર આવ્યા અને મહાદેવને જમવાનું લાવવા કહી પોતાના ખંડમાં આવી બેઠા.

મહાદેવે ખાણું લાવી મુક્યું જેને ખાઇ પરવારતાની સાથેજ મહાદેવે અમરસીંહની આવવાની ખબર આપી.

જેના જવાબમાં નવાબે કહ્યું.

"બીલાત્ર એનીજ રાહુ જોતો હતો સારૂં થયું કે તે વખતસર આવી પહોંચ્યો."

મહાદેવ આજ્ઞા માથે ચઢાવી અમરસીંહને અંદર લઈ આવ્યો. જેને નવાબે એક ખુરસીપર બેસવાનો ઈશારો કરતા કહ્યું.

નવાબ—બહુ સારૂં કર્યું સરદાર સાહેબ! કે તમે વખતસર આવી પહોંચ્યા.

અમર—મારી તમામ આશાઓ તો આપ પર આધાર રાખે છે. પછી હું શા માટે મોડું કરૂં ?

નવાબ—સરદાર સાહેબ આપ આપની આશાઓ મારાથી તોડી નાખો.

અમર—(આશ્ચર્યથી) કેમ ?

નવાબ—કેમ કે કોઇપર જુલમ કરવો એ મારો સિદ્ધાંત નથી.

અમર—આટલી જલ્દી! ત્યાં જઈ આવતાજ આપે એક પક્ષી ફેંસલો કરી નાખ્યો!!

નવાબ—બેશક મારા અનુભવો એવાજ છે.

અમર—માફ કરજો મને એજ શંકા હતી. કે કુલિનની બનાવટી ચાલચલન જોઈ તમે તેને નિર્દોષ ઠેરવશો.

નવાબ—તમારો આ વિચાર તદ્દન ખોટો છે. જો કે તેની ચાલચલણુ તો વખાણુવા જોગીજ છે. તો પણુ મારા અનુ-

ભવો અસલ અને નકલને વધુ સારી રીતે જાણી શકે છે.

અમર—નવાબ સાહેબ, ખરેખર તમને ધોકો થયો છે. જે માણસ સાફદીલ હોય છે તે પોતાની જાહેરી ચાલ-ચલગત પર વધુ ધ્યાન નથી રાખતો.

નવાબ—આ પાઠ બીન અનુભવી લોકો માટે છે. અનુભવી લોકો એકજ નજરમાં ઇન્સાનની આદત, અસલત, નેકી, બદી, દુર્ગુણ અને સદ્‌ગુણનો પૂરેપુરો અંદાજો કરી લે છે.

અમર—તો શું આપ મને આપની લાગણીથી નિરાશ કરવા માંગો છો ?

નવાબ—મારી લાગણીથી કોઇપણ દુઃખી આદમી નિરાશ થઇ શકતો નથી. તેમજ હું કોઇપર નાહક જુલમ પણ કરી શકતો નથી.

અમર—(કરગરીને) આપ મને નિરાશ ન કરો. આમાં આપનો પણ ફાયદો છે.

નવાબ—(નફરત અને ધિક્કારથી) સરદાર સાહેબ ! શું અમુક સોનેરી ટીકડીઓના બદલામાં તમે એમ સમજો છો, કે હું તમારા તાબેદાર ભાઇના નિર્દોષ ખૂનથી મારા હાથ કલંકિત કરીશ ? એ કદીએ થઇ શકતું નથી. હવે એક શબ્દ પણ આ પાપી કામ માટે હું સાંભળવા માંગતો નથી.

મુન્સિફઅલીને ક્રોધાયમાન જોઇ અમરસીંહ કંપી ઉઠયો. અને તે બીકણ બીલાડી માફક ઉઠીને ઝટ બારણા બહાર અવાજ જતો હતો કે મુન્સિફે લલકારીને કહ્યું:

"જુઓ અમરસીંહ તમારી ભલાઇ આમાંજ છે કે તમે કુલિનને તમારો વફાદાર તેમજ ભલો નાનો ભાઇ સમજી તેનો સાથ આપો. તમે સુલેહ અને પ્રમાણીકતાથી તેનાથી ડબલ ભાગ લઇ શકો છો. અગર તમારો એ વિચાર હશે કે તેને દબાણુ કરી તેની મીલકત જાગીર તમારા કબજામાં આવી જાય તો તે અસંભવીત છે. યાદ રાખજો કે તમે એવો વિચાર મુદ્ધાંએ કરશો તો કુલિનનો પક્ષ નવાબ મુન્સિફ નહી, પણ લુટારૂ જોકરને લેવો પડશે.

આટલુ' કહેતાંજ નાવાબ પોતાના મોંપરની બનાવટી ચામડી ઉખેડી ઉભો થઇ ગયો. જે જોતાજ અમરના ગાત્ર ગળી ગયાં અને ઘણીજ મુશ્કેલીથી તે બારણા બહાર થઇ પોતાના મકાન તરફ ચાલતો થયો.

# પ્રકરણ ૯ મું.



## "મંગાની તપાસ."

વાંચક પ્રીય વાર્તા વધુ લાંબી હોવાથી અમે આજ પ્રકરણમાં "જોકર" નો પહેલો ભાગ સમાપ્ત કરીએ છીએ. જોકરના વધુ ભેદી કાર્યક્રમો માટે "જોકરના સાહસ કર્મો." નામની ચોપડી વાંચવાની ભલામણ કરવામાં આવે છે.

× × × ×

કુલીનસીંહ નવાબ મુન્સિફઅલીની હીંમત બહાદુરી અને પ્રમાણીકતાનો રૂણી થઇ ચુકયો હતો, જ્યારથી નવાબે તેની મુલાકાત લીધી ત્યારથી તેને એજ અફસોસ હતો કે તેણે તેની બીજી મુલાકાત લેવાનો કોઇ સાધન ઉભો કર્યો ન હતો. જો તેમ થયું હોત તો જરૂર તે પોતે જઇ તેની મુલાકાત કરી આવત કુલિન એજ વિચારમાં હતો કે પહેરેગીરે આવી જણાવ્યું.

"સાહેબ, સરદાર અમરસીંના મોટા મુનીમ પધાર્યા છે."

"ભલે આવવા દો."

પહેરેગીરે આજ્ઞાનુસાર બહાર જઇ મુનીમજીને અંદર જવાની રજા આપી. જેવાજ મુનીમ ખંડમાં દાખલ થયા કે કુલિને ઘણીજ ભોળાઈથી પછયું.

"પધારો મુનીમજી બોલો કેમ આવવું થયું ?"

મુનીમ—સરદાર સાહેબ, મંગો નોકર આજે કેટલાક દીવસથી ગુમ થયો છે.

કુલિન—(આશ્ચર્યથી) મંગો તો સરદાર સાહેબનો ઘણો જુનો નોકર હતો.

મુનીમ—તેથીજ તો, પહેલાં અમે વિચાર કીધો કે કદાચ તે ગામ ચાલ્યો ગયો હશે. અને તે હતો પણ એવોજ ચક્રમ. પણ આજે તેના ગામથી બેચાર માણસો આવ્યા

હતા, જેઓને પુછતાં માલમ પડયું કે તે ત્યાંએ નથી.

કુલિન—આશ્ચર્યની વાત કંઇ લઇતો નહી ગયો ને?

મુનીમ—નાજી, રોકડ નાણું તો તેની પાસે રહેતુંજ ન હતું. અલબત થોડાંક કાગળો તેના કબજામાં હતા. જેની અત્યારે ખાસ જરૂર છે.

કુલિન-તે કાગળોની, ક્યાંહી માટે જરૂર પડી હશે?

મુનીમ—નામદાર અમારી નજરમાં તો આપ બંને સરખા છો. અમારા જેવી રીતે તે શેઠ છે તેવીજ રીતે આપને પણ અમે સમજીએ છીએ. અમે શું કહી શકીએ? જે સાંભળે છે. તે એમજ કહે છે કે માંહોમાંહેના લડાઇ ઝગડા સારી વાત ન કહેવાય.

કુલિન—પણ ભાઇ હુંએ શું કરૂં? તે વડીલ છે જેમ ફાવે તેમ કરે. હું તેમને શું કહી શકુ છું?

મુનિમ—હા સાહેબ આપ માટે તો કોઇને પણ ફરીયાદ નથી.

કુલિન—ભલે, અહીં તમે કેમ આવ્યા હતા?

મુનીમ—કહ્યું તો ખરૂં કે મંગાને શોધવા.

કુલિન—એ હહો હવે હું સમજ્યો. ગંગા અને કાગળોના એક સાથે ગુમ થયાથી ભાઇ સાહેબ મારા પરજ વહેમાયા હશે. પણ આવા વહેમનો હું, એ શિવાય બીજો શું જવાબ આપી શકીશ કે મંગાને કેટલાક વખતથી મેં

જોયોએ નથી. તેમજ તે ક્યાં છે. તેની પણ મને ખબર નથી.

મુનીમ—આપ ખરૂંજ કહો છો ને? વારૂં બંદગી.

કુલિન—(રાકીને) તમે સરદારને શું કહેશો?

મુનીમ—એજ કહીશ. કે જે અત્યારે આપે ફરમાવ્યું.

કુલીન—પણ તેમના વહેમ વિષે કંઇ ન કહેતા કારણ કે હું તેમને એવો એક શબ્દ પણ કહેવા નથી માંગતો કે જેથી તેમને નારાજી થાય.

મુનિમ—નામદારના વિચારો ઘણાંજ સરસ છે હું ફક્ત એટલુંજ કહીશ કે આપે તેને લાંબી મુદતથી જોયો નથી તેમજ તે ક્યાં છે તેનીએ આપને ખબર નથી.

અમર—હા બસ એટલુંજ.

આટલી વાત કરી મુનીમ ત્યાંથી નીકળી અમરસીંહને ત્યાં આવ્યો જેને જોતાંજ અમરે ભારે અવાજમાં કહ્યું.

"કેમ મુનીમજી કુલિને શું કહ્યું?"

મુનીમ—તેઓ કહે છે કે "આજે કેટલાક મહીના થયાં મેં મંગાને જોયો સુધ્ધાં નથી અને તે ક્યાં છે તેનીએ ખબર નથી."

અમર—મને પહેલાંથી એજ આશા હતી. મારૂં દીલ એજ કહી રહ્યું હતું કે તેણે મંગાને ભમાવીને સઘળા કાગળો મંગાવી લીધા અને તેને ક્યાંક મોકલી દીધો. વારૂ તમે વકીલને બોલાવી લાવો.

મુનીમજી પોતાના માલીકની આજ્ઞા પ્રમાણે ગયા અને અર્ધાએક કલાકમાં વકીલને બોલાવી લાવ્યા. અમરસીંહે વકીલને એક ખુરશી પર જગા આપી અને મુનીમને બહાર જવાનું કહી વકીલ સાથે આ પ્રમાણે વાત શરૂ કરી.

અમર—વકીલ સાહેબ જોયુંને મારો વિચાર ખરો નીકળ્યો ને ?

વકીલ—શું કુલિનસીંહે ઇન્કાર કર્યો ?

અમર—અરે જે માણસ પોતેજ ગુન્હેગાર હોય, તે કેવી રીતે કબુલ કરી શકે ?

વકીલ—તો પછી કેમ કરશું ? જ્યાં સુધી તે કાગળો ન મળશે ત્યાં સુધી કંઇ પણ થઇ શકશે નહી.

અમર—પહેલાં તે કાગળો માટેજ તેની પર દાવો માંડવામા આવે.

વકીલ—પણ જ્યારે મંગોજ હાજર નથી ત્યારે દાવો કેવી રીતે મંડાય ?

અમર—પણ જ્યારે મંગોજ હોત તો તમને શા માટે બોલાવતે ?

વકીલ—એજ મુશ્કેલ છે ને, કે જ્યાં સુધી મંગો એમ ન કહે કે "મેં આ કામ કુલિનસીંહના કહેવાથીજ કર્યું" ત્યાં સુધી આપણે કંઇજ કરી શકતા નથી. માટે પહેલાં તેનેજ શોધવું પડશે.

અમર—હવે કેવી રીતે શોધી શકીશું ? મારા નોકરો તો તેને શોધી શોધીને થાકયા.

વકીલ—તે એવી રીતે મળી શકશે નહી. તમે વર્તમાન પત્રોમાં જાહેર ખબર આપી દો. તેમ કરવાથી આપણે કોરટમાં પણ તેનો પુરાવો આપી શકીશું.

અમર—પણ મંગો આમ કરવાથી પણ ન મળ્યોતો ?

" એ પછી જોઇ લેવાશે. "

આવી રીતે થોડીવારની સલાહ પછી એજ નકકી થયું કે શહેરના કેટલાક પ્રખ્યાત પત્રોમાં આ વાતની ખબર આપવામાં આવે. વકીલ સાહેબે લખાણ તૈયાર કરી આપ્યું, વકીલના ગયા બાદ અમરે તે લખાણની ચારેક નકલો તૈયાર કરાવી શહેરના પ્રખ્યાત છાપાઓમાં મોકલી દીધી.

બીજે દીવસે પત્રોમાં તે ખબર પ્રગટ થઇ જે વાંચી, જે જે લોકો અમરસીંહ અને મંગાથી વાકેફ હતા. અમરસીંહ પાસે આવી તેને લાગણી દેખાડવા લાગ્યા.

અહીં નવાબ સાહેબે પણ તે જાહેર ખબર વાંચી. તેઓને આવા મથાળા ખાસ ધ્યાનથી વાંચવાની ટેવ હતી. અને તેનું કારણ એ શિવાય બીજું શું હોઇ શકે કે તેઓ શહેરની દરેક બીનાઓથી પૂરેપુરી રીતે વાકેફ રહેવા માંગતા હતા.

જાહેર ખબર વાંચી રહ્યા બાદ નવાબે મહાદેવને બોલા-વીને પુછયું.

" મહાદેવ તેં કંઈ સાંભળ્યું ?"

" સરદાર શું ?"

" અમરસીંહનો નોકર મંગો ગૂમ થઈ ગયો છે. અને હું ધારૂં છું કે તે તેજ છે."

" કોણ તેજ ?"

" આપણો નવો રાજા વિહારીચંદ્ર"

"સરદાર હું તો તેને બજારમાંથી પટાવી લાવ્યો હતો."

" બજારમાંથી લાવ્યો હતો તો શું થયું. બીચારો પેટ પાળવા માટે એ ધંધા કરતો હશે. વધારામાં તેણે પણ કહ્યું હતું કે "હું દસ રૂપીઆનો નોકર છું."

" ત્યારે તો તેજ હશે."

" હશે શું ? છે. આ તો અમારીજ ખુબી છે. કે એક દસ રૂપીઆના નોકરને અમે પળમાં રાજા બનાવી શકીએ છીએ......પણ હવે એ બ્હીક છે કે તેને આ વાતની ખબર પડતા તે અમરસીંહથી ભય પામી આપણી બાજી ન બગાડી નાખે."

" સરકાર તે તો અભણ માણસ છે. છાપાઓ તે શું વાંચી શકશે ?"

" એ તો હું પણ જાણું છું કે છાપાઓ તે ન વાંચી શકશે. પણ રખેને કોઇથી સાંભળી લેતો."

મહાદેવ—ત્યારે તો પડશે તેવાજ દેવાશે.

નવાબ—બેશક અમારે હવે આ વાતની પૂરી કાળજી રાખવી પડશે. હું પોતે જઇ આનો બંદોબસ્ત કરીશ.

મહાદેવ—તો શું તેને પણ કેદ કરશો ?

નવાબ—નહીં, તેને કેદ કરવાથી અમારો પ્રોગ્રામ બગડી જવાનો સંભવ રહે છે..............મામલો ઘણોજ ગુંચવાઇ ગયો છે. મને ડર છે કે અંજામ કંઇ ભયંકર ન થઇ પડે.

આટલું કહી નવાબ ઘણીજ ચિંતામાં પડી ગયા. ઘણીજ ઝડપથી ખંડમાં આમતેમ આંટા મારવા લાગ્યા. પણ ચાર કે પાંચજ આંટા પછી તેમના ભેજાંએ કંઇક નવુંજ પ્રકાશ આપ્યું. તરતજ માથે ફેંટો મુકી મહાદેવ પ્રત્યે બોલ્યા.

"કંઇ ફીકર ન કર. જો ખુદા શું કરે છે ? તું પણ જોશે કે "નવાબ મુન્સિફ કેટલો ભેદભરમવાળો માણસ છે ?" અને તેની યુક્તિઓ કેટલી આશ્ચર્યજનક હોય છે ?" જોની મોટર તૈયાર છે કે ? હું જરા નકલી રાજા પાસે જઇ આવું છું."

મહાદેવ બહાર જઇ જોઇ આવી "હા" કહ્યું જેથી નવાબ હેન્ટર લઇ મોટરમાં જઇ બેઠા થોડીજવારમાં મોટર કીલ્લામાં આવેલા પ્લેઝર પાર્કને બારણે આવી ઉભી.

 સમાપ્ત. 